|| શ્રી રમણલાલાય નમઃ ||

કૃપા શક્તિજી ભાગ્યરાશ

# શ્રી મોહનભાઈજી

સંક્ષિપ્ત લીલા ચરિત્ર
અને ધોલ

ઈ-એડીસન

સુરેશભાઈ કાનાણી

## ૪. શ્રી કૃપાશક્તિજી મહદ મુગટમણી ભાગ્યરાશ શ્રી મોહન ભાઈજી

દાદા નારાયણજીના પ્રથમ પુત્ર શ્રી ત્રિકમભાઈજી અને તેમના પ્રથમ પત્ની સૌભાગ્યદે (સોહાગદે) ને ત્યાં સાં. ૧૬૬૩ ના માગશર વદ ( વૃજ પોષ વદ ) ૧૧ ના દિવસે કૃપા શક્તિજી – શ્રી મોહનભાઈજીનું પ્રાકટય થયું.

કૃપા શક્તિજીએ અને ઈચ્છા શક્તિજીના ત્રણ પ્રાકટય થયા છે. પ્રથમ પ્રાગટય કૃષ્ણાદાસીજી – દામોદરદાસીજી બીજું પ્રાગટય રાજનગરમાં માનબાઈ કુવરબાઈ ત્રીજું પ્રાગટય ભરૂચમાં શ્રી મોહનભાઈજી – શ્રી ગોકુલભાઈજી.

શ્રી ઠાકોરજીને જે સમયે જે લીલામાં જે સેવાની આવશ્યકતા હોય તે સમયે તે વિચારીને સેવાની આવશ્યકતા અનુસાર ત્રણ પ્રાકટય લીધા છે.

પ્રથમ પ્રાકટય કૃષ્ણાદાસી સ્વરૂપે કનોજમાં બ્રાહમણ પરિવારમાં થયું પછી તે અડેલ શ્રી ગુસાંઈજીને ત્યાં જઈ ખવાસીનું કાર્ય કરતા શ્રી ઠાકોરજીનું પ્રાકટય થવાનું છે એ જાણીને શ્રી ગુસાંઈજીના ઘરે રહયા હતા. ત્યાં દામોદરદાસી અને કૃષ્ણાદાસી બન્ને સાથે ખવાસીનું કાર્ય કરતા.

કૃષ્ણાદાસી શ્રી રૂકમણીજીની ખુબજ સાર સંભાળ રાખતા શ્રી ઠાકોરજીનું પ્રાકટય થયું અને દુલી ધગરણ નામની દાઈએ પ્રાગટયની ખબર આપી ત્યારે શ્રી કૃષ્ણાદાસી પ્રેમાવેશમાં બોલી ઉઠયા કે " આયો મેરો ગોકુલનાથ " દામોદર દાસી અને કૃષ્ણાદાસીએ સહુ પ્રથમ મંડપમાં રચેલી વેદી પર જડાવની ચોકી પધરાવી ત્યાં તેની ઉપર શ્રીજીને પધરાવી શ્રીજીના શ્રીઅંગ પર અભ્યંગ કરી પછી કેસર , કસ્તુરી , બરાસ, અગર–ચંદન વિગેરે પધરાવી સિધ્ધ કરેલ સુખોષ્ણ જલથી સ્નાન કરાવ્યું શ્રીજીની બાલ્યાવસ્થા અને

પૌગંડ અવસ્થામાં વાત્સલ્ય સ્નેહથી સેવા કરી પછી સેવામાં આ દેહની આવશ્યકતા ન જણાતા દેહ ત્યાગ કર્યો.

બીજું પ્રાગટય રાજનગરમાં માનબાઈ – કુંવરબાઈ સ્વરૂપે થયું શ્રીજી ગુજરાત પધાર્યા ત્યારે શ્રીજીને પોતાનું સર્વસ્વ સ્નેહ સહીત સમર્પણ કરી રસીકવર રસીક નાથને રસથી ભીંજવી રસલીલામાં શ્રીજીને ખુબજ સુખ દીધું અને પોતે પણ લીધું.

ત્રીજું પ્રાગટય ભરૂચમાં શ્રીમોહનભાઈજી શ્રી ગોકુલભાઈજી સ્વરૂપે થયું. લૌકિક સબંધમાં શ્રી ગોકુલભાઈજી શ્રી મોહનભાઈજીના કાકા થતા હતા પણ મૂલ સબંધનો વિચાર કરીને શ્રી ગોકુલભાઈજી શ્રી મોહનભાઈજીનું અતિ માન રાખતા.

એક સમયે ગોધરાના નાગજીભાઈ કોઈ કાર્યાથે ભરૂચ આવેલા. તે સમયે દાદા નારાયણજીના પાંચમા પુત્ર મહદમણિ ગોકુલભાઈજી અને ભાગ્યરાશ મોહનભાઈજી – આ બંને કાકા – ભત્રીજા સમાન વયના હોવાથી આંગણ મધ્યે ખેલતા હતા. આ બંને બાળકોને જોતા જ તેમનું સ્વરૂપજ્ઞાન થતાં નાગજીભાઈએ કહયું : " આ બંને બાળકો દૈવી જીવ અને અલૌકિક લીલારત્નો છે. પ્રભુની સેવાપયોગી ઉતમ સામગ્રી રૂપ હોઈ આ બંને બાળકો શ્રી ગોકુલેશપ્રભુની સદા રહેશે અને સુખ સેવામાં પ્રભુ પણ તેમના મનોરથ પૂર્ણ કરશે." આ પ્રકારે નાગજીભાઈએ આ બંને બાળકોનો અલૌકિક પરિચય સૌને કરાવ્યો અને સારી રીતે જતન કરી સાચવવાનું સૂચન કર્યુ હતું.

શ્રી મોહનભાઈજીના પત્નીનું નામ રત્નબાઈ (રતનભાભી) હતું તેમના પુત્રનું નામ મનોહરદાસ હતું.

શ્રી મોહનભાઈજી ત્રીસ વરસ સુધી ભરૂચમાં નિવાસ કર્યા પછી આગ્રા આવ્યા અને ફિરંગીઓની ઉચ્ચ હોદાની નોકરી સ્વીકારી. આગ્રા શ્રી ગોકુલથી નીકટ છે જેથી વિપ્રયોગ અને સંયોગ બન્નેનો અનુભવ થાય અને બન્નેનું સુખ લઈ શકે. " આઠ દિવસ રવિવારે ભાગ્યરાશ મોહનભાઈ આવે જયારે " મોહનભાઈજી અઠવાડીયે એક દિવસ શ્રી ગોકુલ આવે છે. ત્યારે શ્રી ઠાકોરજી અતિ પ્રસન્ન થાય છે અને આજ્ઞા કરે છે કે " ભલી કરી તુમ નીકે આયે પરમ પદાર્થ તુરંત હી પાયે " પરમ પદાર્થ એટલે શ્રીજીના દર્શન તુરંત જ થાય છે. શ્રીજી અને શ્રી મોહનભાઈજી વાર્તાલાપ કરે છે.

મોહનભાઈજી શ્રીજીના સુખનો જ અહર્નિશ વિચાર કરતા હતા. શ્રીજીની સેવામાં ઉતમમાં ઉતમ વસ્તુ – સામગ્રી શ્રી ગોકુલ પહોંચાડતા હતા. શ્રીજીના દર્શનની સદા આર્તિ રાખતા અને દર આઠમા દિવસે ઘોડા પર બેસીને શ્રીજીના દર્શન કરવા ગોકુલ આવતા હતા.

આગ્રામાં જહાંગીર બાદશાહનો બાગ હતો. બાગમાં ગુલાબના ઘણાં જ સુંદર ફુલો હતાં, પરંતુ આ ફુલનો કોઈ ઉપયોગ થતો નહોતો. દેશાધિપતિ તરફથી હુકમ હતો કે કોઈપણ મનુષ્યે આ ફુલ તોડવા નહિ અને તોડે તેના હાથ – પગ કાપી નાખવાં. આ માટે કડક ચોકી પહેરો પણ રાખ્યો હતો. ફુલોનો કોઈ ઉપયોગ ન થવાથી કેટલાક કરમાઈને નીચે ખરી પડતાં હતાં. આવા ઉતમ ગુલાબના ફુલોને જોઈ મોહનભાઈજીને તેનો શ્રીજીની સેવામાં અંગીકાર કરાવવાનો વિચાર કર્યો. કોઈ જાણે નહિ તેમ મોહનભાઈજી બાગમાં જઈ ગુલાબના ફુલો લઈ આવતા. ભગવદ ઈચ્છાથી તે સમયે રખેવાળને નિંદ્રા

આવી જતી હતી. આ પ્રમાણે પોતાના પ્રાણને પણ સંકટમાં મૂકી, પ્રભુસેવાર્થે ગુલાબના ફૂલો ઘેર લાવતા હતા. આ ગુલાબના ફૂલોનું સુંદર ગુલાબજળ સિદ્ધ કરી, શ્રીજીની સેવામાં તેમજ શ્રીજીના અંતરંગ સેવકો માટે ગોકુલ મોકલતા હતા. આ પ્રમાણે શ્રીજી અને વૈષ્ણવની સેવામાં સદા તત્પર રહેતા હતા.

વિશેષમાં આગ્રાની અમરાઈ વાડીમાં ઉતમ કેરીઓ થતી શ્રી મોહનભાઈજી આ કેરીઓ ઘેર લાવતા અને પકવતા હતા. વેચવાવાળા પણ ઉતમ કેરીઓ હોય તો મોહનભાઈજીનું નામ સાંભળીને લઈ આવતા હતા. શ્રી મોહનભાઈજી ઉતમ કેરીઓનું મૂલ્ય કદી પૂછતા નહિ પરંતુ અધિક દ્રવ્ય આપીને વેચવાવાળાનું સમાધાન કરતા. આ પ્રમાણે ઉતમ અને રસયુકત બનેલી કેરીઓ શ્રી ગોકુલ લઈ જતા અને સ્વહસ્તે જ શ્રી ગોકુલેશપ્રભુને સમર્પિત કરતા હતા. મોહનભાઈજીના હૃદયના આવા અનન્ય ભાવનું વર્ણન થઈ શકે તેમ નથી.

શ્રી મોહનભાઈજીએ એક સમયે દ્રાક્ષની પેટી વિદેશથી મંગાવી હતી. પેટી આવવામાં સહેજ વિલંબ થયો હતો. પરંતુ પેટી આવતાં તરત જ લઈને શ્રી ગોકુલ આવ્યા અને સંધ્યા સમયે વ્યારૂમાં શ્રીજીને અંગીકાર કરાવી. આ પ્રમાણે તનુજાવિતજા સેવામાં સદા પરાયણ રહેતા હતા. શ્રી ગોકુલેશપ્રભુ શ્રીમુખે જ વચનામૃત કરતા : " જૈસે હમ હમારે સેવક ".

સાત્વિક વૃતિ, સ્વરૂપનિષ્ઠા, સુશીલ સ્વભાવ, ક્ષમા, ઉદારતા, અને અન્યાશ્રય વગેરે ભગવદ ધર્મો તેઓમાં પ્રગટ જણાતા હતા. તેમનું સર્વસ્વ એકમાત્ર શ્રીગોકુલેશપ્રભુચરણ જ હતા. લૌકિક કંઈપણ જાણતા નહોતા. દોષો તો લેશમાત્ર પણ નહોતા. ભગવદીયો ઉપર પૂર્ણભાવ રાખતા હતા. દ્રવ્યનો સદા ભગવદવિનિયોગ કરવા પ્રયત્નશીલ રહેતા હતા અને શ્રીજીના ચરણારવિંદમાં જ સદા આસકત રહેતા હતા.

શ્રીમોહનભાઈજીએ ખુબજ ઉત્સાહ, ઉમંગ, સ્નેહ, પ્રેમ અને ધામધુમથી મહાઉત્સવ કર્યા છે. છઠ્ઠના દિવસે હવેલીમાં ઠાકોરજીને પધરાવ્યા છે. સુંદરભાઈજીનો મનોરથ કર્યો છે.

મોહનભાઈજી આગ્રાથી દર અઠવાડીયે શ્રીગોકુલ ઘોડા ઉપર બેસીને આવતા જતા. માર્ગમાં એક ફકીર હાથ લાંબો કરી " કુછ દે દો બાબા " એમ કહી સદા પોકાર કરતો હતો. પરંતુ મોહનભાઈજી તો શ્રીજીના ચરણારવિંદમાં જ એકમગ્ન બની ઘોડા ઉપર ચાલ્યા જતા એક દિવસ કોઈ વ્યકિતએ આ ફકીરને શીખવ્યું કે – " કુછ દે દો બાબા " ને બદલે " શ્રીગોકુલેશજીકે નામ પર કુછ દે દો " એમ બોલ તો શ્રી મોહનભાઈજી જે જોઈએ તે તને આપશે. બીજા દિવસે મોહનભાઈજી આગ્રાથી શ્રીગોકુલ જવા નીકળ્યા ત્યારે આ ફકીરે મોટા અવાજે કહ્યું : "શ્રીગોકુલેશજીકે નામ પર કુછ દે દો " પોતાના પ્રાણપ્રિયનું નામ સાંભળતાં જ મોહનભાઈજીએ તત્કાલ ઘોડાને ઉભો રાખ્યો અને પોતાના હાથ પરના સોનાનાં કડાં ઉતારી, શ્રીજીનું સ્મરણ કરી અને શ્રીજીના નામ પર ન્યોછાવર કરી ફકીરને આપ્યાં. પોતાના પ્રાણપ્રેષ્ઠ શ્રીગોકુલેશપ્રભુના નામ માત્ર પર સર્વસ્વ ન્યોછાવર કરવા મોહનભાઈજી સદા તત્પર રહેતા હતા. તેઓ શ્રીજીના આવા સ્વરૂપાસકત અનન્ય ભગવદીય હતા.

શ્રી ગોકુલેશપ્રભુના મહાઓચ્છવની પૂર્વ તૈયારી રૂપે મોહનભાઈજીએ કરેલી સેવાનું વર્ણન

વર્ણન 'છઠની રાતના ધોળ' માં સ્પષ્ટ જોઈ શકાય છે. વળી "રંગ રંગ ઓચ્છવ આજ" ધોળમાં પણ મોહનભાઈજીની સેવાનું વર્ણન જોવા મળે છે. જેના કેટલાક અંશો નીચે મુજબ છે.

" આગરામાં રહે મોહનભાઈ વલ્લભલાલ રંગ રંગ એ "
તે તો શ્રી અંગના સુખદાઈ વલ્લભલાલ રંગ રંગ એ (૫)
જીરે મહા ઉત્સવના દિન રહ્યા થોડા વલ્લભલાલ રંગ રંગ એ (૬)
ભાઈ ઘોડે થયા અસવાર વલ્લભલાલ રંગ રંગ એ
આગળ દોડે નેકિ છડીદાર વલ્લભલાલ રંગ રંગ એ (૭)
સંધ્યા સમયે શ્રીગોકુલ આવ્યા વલ્લભલાલ રંગ રંગ એ
સાથે રાજસી ભગવદી લાવ્યા વલ્લભલાલ રંગ રંગ એ (૮)
નિકટ આવી દંડવત કર્યા વલ્લભલાલ રંગ રંગ એ
શ્રી હસ્ત મસ્તકે ધર્યા વલ્લભલાલ રંગ રંગ એ (૧૯)
તુમારે દુઃખ હમારે દુઃખ વલ્લભલાલ રંગ રંગ એ
તુમારે સુખ હમારે સુખ વલ્લભલાલ રંગ રંગ એ (૨૪)
તુમારે રસ હમારે રસ વલ્લભલાલ રંગ રંગ એ
તુમારે અનરસે હમારે અનરસ વલ્લભલાલ રંગ રંગ એ (૨૫)
કેશર શ્રીહસ્તે મસ્તક ઢોળે વલ્લભલાલ રંગ રંગ એ
ભાઈજી તે સરવે અંગે ચોળે વલ્લભલાલ રંગ રંગ એ (૧૦૭)

ભાગ્યરાશ શ્રી મોહનભાઈજીનો અંગીકાર અન્ય ભગવદીયો કરતાં વિશેષ હતા. શ્રી ગોકુલેશપ્રભુચરણે મોહનભાઈજીના ઋણી હોવાની વાત સ્વયં શ્રીમુખે કરી હતી જે નીચેના ધોળમાં પ્રગટ જણાય છે :-

એક સમે ઠાકોર દ્વારા માંહાં ચરણ ક્ષાલણ કરે નાથ.
મોહનભાઈએ મૃતિકા મૂકી પોતાને હાથ...... (૧)
એ સેવાથી કહા હોએંગો પ્રભુએ કહ્યું તેણી વાર.
નારાયણજી ત્રિકમદાસે તેરો અધિક અંગીકાર...... (૨)
એક વચન કહીને કહ્યું પોતે બહુ સનમાન
તેરો વરણ ન્યારો કીયો તો સમાન નહીં આન... (૩)
એક સમે માહા ભાગ્યે ભરી છઠ દિવસની રાત
વિનંતિ કરવા પોતે ગયા કેસરે નહાવું છે પ્રાત...... (૪)
વળી જે મનોરથ અમો કરું તે કરવો અંગીકાર
સુણી શ્રીમુખથી કહ્યું તેહ વચન કહ્યું સાર....... (૫)

જો જો તુમ મોહો શું કહ્યો સો મેંને કીનો હે સબ
ઓર જો તુમ કુછ કહોંગે સો મેં કરુંગો સબ......(૬)
મેં તો તુમારો ઋણી હું અઋણી કબહુ મેં નાહી
કૃત્ય તુમારી કો મેં ઋણી એમ કહું હિતમાંહી......(૭)
એહવા અનેક પ્રકાર છે કયાંહાં લગી કહીએ એ માંહે
અપનાયત અંતરંગના એહોની કહીઅત તે કાંહાં.....(૮)

પોતાના મનમાં જે જે મનોરથ ઉદ્દભવતા તે સર્વ મોહનભાઈજી શ્રીજી સન્મુખ નિવેદન કરતા. શ્રીજી પણ શ્રીમુખે તેનું અનુમોદન કરતા અને આજ્ઞા આપતા. શ્રી મોહનભાઈજી દીનતાપૂર્વક જે કંઈ પૂછતા તે સર્વનો શ્રીજી પ્રસન્નતાથી ઉતર આપતા. તેમના પરસ્પર રસની વાતો તો અનુભવી જ જાણે. આ પ્રમાણે ભગવદ્દરસની તૃષાને તૃપ્ત કરી, શ્રીજીની આજ્ઞા થતાં ઘેર આવતા. ઘરે દામોદરદાસ સાથે એકાંતમાં બેસી ભગવદ્દવાર્તા કરતા અને ભગવદ્દભાવમાં સદા મગ્ન રહેતા હતા.

શ્રીગોકુલેશપ્રભુ નિત્યલીલામાં પધાર્યા પછી, શ્રી મોહનભાઈજીને ત્રણ ત્રણ વખત શ્રીજીનિકટ લીલામાં પધારવાની આજ્ઞા થઈ હતી. આ વાત તેઓએ લખેલ અંતિમ પત્ર ઉપરથી સ્પષ્ટ થાય છે.

**શ્રી મોહનભાઈજીનો પત્ર :**

મને ત્રણ આજ્ઞાઓ થઈ છે કે વેગે કરીને આવજો – સાથે દામોદરદાસને લઈને. અહીં તો હું આ આજ્ઞાનું ઉલ્લંઘન કરીને હજુ રહ્યો છું. હવે વધુ રહેવું ઉચિત નથી. સર્વ ભગવદીયોની કૃપાથી શ્રીજીના ચરણારવિંદે જાઉં છું. આમ તો મારી કોઈ યોગ્યતા નથી જ. લૌકિક – અલૌકિક સર્વ કંઈ શ્રીજીની ઈચ્છાથી જ થશે. હવે આ દેહનું કંઈ પ્રયોજન નથી. માટે "ચિંતા કાપિ ન કાર્યા". હવે શ્રીયમુનાજી મને લઈ લેજો. આ પત્ર લખી તકીયામાં મૂકયો છે.....

આ પ્રમાણે વિ. સં. ૧૬૯૭ ના ફાગણ સુદ – ૩ ના દિવસે દામોદરદાસને સાથે લઈ શ્રીયમુનાજીમાં સદેહે પ્રવેશ કર્યો અને નિત્યલીલામાં શ્રીજીનિકટ પધાર્યા. શ્રીગોપાલદાસભાઈએં ૭૮ ભગવદીયોની નામાવલિમાં આ પ્રસંગનું વર્ણન કરતાં લખે છે. "મોહનભાઈ મહદ્દ ગુણરાશ સાથે ચાલ્યા દામોદરદાસ"

મોહનભાઈજી શ્રીગોકુલેશપ્રભુના સ્વરૂપનિષ્ઠ અને અંતરંગ મહાન ભગવદીય હતા. તેમના હ્રદયનો ભાવ અનિવર્યનનીય છે. લૌકિક રસના તેમના હ્રદયના ભાવનું વર્ણન કયાંથી થઈ શકે?

ભાઈશ્રી શ્રીનાથજી શ્રીગોકુલનાથજીનું પત્ર દસખતનું લખ્યું છે
ભગવદી સમસ્તને તેની વિગત શ્રીગોકુલલાલજી દુર્ગાલાલજી તથા
શ્રીવલ્લભલાલજી તથા શ્રી કૃષ્ણદાસ તથા સર્વ દાદાજીનો પરીવાર
તથા સર્વ સાથ વૈષ્ણવ જોગ્ય લીખતં સેવક ગોકુલદાસના
દંડવત વીનતી સર્વને કરું છું તે શ્રીજીના ત્રણવાર આવ્યા
સેવકને ઘેર છે તે આવ્યા પ્રથમ તા. ફાગુણ વદી છઠની રાત્ર
સુપન મધ્યે આવ્યા હતી જે તું ગોકુલ પાસે આવજે
સુખ સેજ્યા ઉપર પોઢ્યા હતા કહ્યું કુંવારૂબાઈસને
ઠાકુરદ્વાર ચાલીસ તે લૌકીક ઠાકુરદ્વારજીનાને હાજર
જાણ્યું કરું તેવારને વાસતા ૧ અલૌકીક ઠાકુરદ્વાર વિજય
કીધો તે એક તા. એ આવ્યા ૧ બીજી ફાગુણ વદી
આઠમી આઠરવીને વચન કહ્યું જે આજ કાહુ લોની પહુંગી
રાત્રે પોતે જાણે આંગણા માંહે સાંજ વહુ લાવી કાંઈ સહુ વારે
જે વેલા વેજે દીવસ વીજય કરયા તે વેલા છે પોતે આંગણા
માંહે એક સ્વેત વસ્ત્ર બીછાવીને પોઢ્યા છે તેવારે પોતે તે
સેવકના હાથ લઈને સાહી હાં કાલ ઠાકુરદ્વાર પધારેંગી તુ બાઈ
પોતે વારે પણ લૌકીક ઠાકુરદ્વારજીનાને હાજર રાખ્યું ને
કીધો અલૌકીક દ્વાર તે બેહુ આવ્યા ઉપર પણ સર્વ સાથનું

અપ્રયોજક હુતો આહારની કસી ચીંતા ન કરવી હું જે ભખુ છું ને જે
આગ્યા થઈ છે ત્યાં છે તેનો રખવાર જાણજો હું સપન કરી ભખુ છુ
સર્વ લૌકીક વહેવાર સંબંધી પણ કસી ચીંતા ન કરવી જે વારે
દાદાજી તથા બાઈ એ દેહ મુક્યો તે વારે એમ નો હુતો જાણ્યું જે
ઠાકુર આવશુ કરસે તે સર્વ ઠાકુર જ કરયુ છે ને વળી ઠાકુર કરવા
હશે તે કરશે માટે તે વાતની પણ કસી ચીંતા ન કરવી માટે
સર્વના ભગવદ ઈચ્છાજ પ્રમાણ રાખવી જે સર્વના પ્રાણ પ્રીય
ચૌદ લોકના ધણી એ વીજય કરયો તે વારે કસી બાકી રહી તો
પુરૂષોત્તમ સાથે શ્રી આચરણારવિંદ ચાલ્યા તેહુને પેહેર સી
ચીંતા કરવી ને જ્યાં તો અનીત છે નીત્ય નથી જેહુના ચાર
કાલે આસા કરીએ માટે સર્વના મનને સર્વ ભાંત સમાધાન
કરવું એ વીનતી સર્વ કોઈને ફેર ફેર દંડવત આહારો છે
એ વીનતી બાળુ લોકકી દેહ સંબંધી બાહાર સર્વત્ર એમજ
કહેવું જે તે દાહાડે વીપરસા ૧ લગ રૂડી પેરે સાદુ નહી તે
ઘણુજ દુખ રહેતુ ને માસ ૪ થયા જ્વર પણ આવતો
તેણે દેહ પડી જેની ભાંત વાસના કસી ન થાય બાળુ
સર્વ એ હું જગતના ને રેન કરે સેઈ જાતો રાત્રે જે સમે
શ્રી જમુનાજી માંહે જ્યાંહાં ઘણો પ્રવાહ હોય ત્યાંહાં પેહેરે
વાચી દેજો દેહુ જનું કાંઈ કામ નથી પછે તો તમને ઈચ્છા

આવે તો કરવી । સર્વપ્રકાર ધીરજ રાખવી । સર્વનું ધીરજ
રખાવવી । શ્લોક । શાંતાકારાપાનકાર્યે નાવેદીતાંતંત્રી પત્ર સંપુર્ણ

# શ્રી મોહનભાઈજી ના **ધોળ – ૧**

આજ બધાઈયાં રે કે આજ બધાઈયાં રે । શ્રી ત્રીકમદાસ કે દરવાર ।
સોહાગ દે કુખે એ, સોહાગ દે કુખે એ । પ્રગટોય શ્રી મોહનમણી ઉદાર ॥ ૧ ॥
આઈ હૈં સબ સુન્દરી રે આઈ હૈં સબ સુન્દરી રે । કે ગાવત ગીત મંગલચાર ॥ ૨ ॥
નાચત સબે મિલિ રે, નાચત સબે મિલિ રે । ઉમંગી ઉમંગી સબે સકુમાર ॥ ૩ ॥
પહેરે ગલે હાર મોતીન કે રે પહેરે ગલે હાર મોતીન કે રે ।
બાજુબંધ પહોંચી રત્ન જડાવ ॥ ૪ ॥
આઈ રે સબ ભકત્ત મંદિર તે રે , આઈ રે સબ ભકત્ત મંદિર તે રે ।
દે ત આશીષ બારંબાર ॥ ૫ ॥
ચિરજીવો મોહન પ્રિયારે ચિરંજીવો મોહન પ્રિયારે ।
કે શ્રી ગોકુલ જીવન પ્રાણ આધાર ॥ ૬ ॥

## ધોળ – ૨

આનન્દ  સાગર ઉલટયો રે લોલ, ભકત્ત શિરમરગી હાર જો ॥
મોહન ભાઈજી જનમીયા રે લોલ ॥
નારાયણ કુલ અતિ ભલો રે લોલ, ટીકમ ભાઈજી ઉદાર જો ॥ મોહન ૦ ॥ ૧ ॥
ધન્ય ધન્ય મ ાતા સુહાવદે રે લોલ, જેની કૂંખે પ્રગટયો એ રત્ન જો । મોહન ૦
કરુણા શકિત્ત કરુણા કરો રે લોલ વાત્સલ્ય કીંધા પ્રયત્ન જો ॥ મોહન ૦ ॥ ૨ ॥
શુભગ સુખદ મૃદુ માધુરી રે લોલ, લાવણ્ય લહર પ્રવાહ જો । મોહન ૦
નિત્ય રમરગ રસ રાસ માં રે લોલ, ગોકુલપતિ એહોના નાહ જો ॥ મોહન ૦ ॥ ૩ ॥
વલ્લભ પ્રભુજી ની વલ્લભા રે લોલ, વલ્લભ જીવન પ્રારગ . જો । મોહન ૦
શ્રૃંગાર સાર શિરમોણી રે લોલ, ગાવત હરિ ગુરગ ગાન જો ॥ મોહન ૦ ॥ ૪ ॥
કોટિ મદન રવિ વારરગે રે લોલ, કોટિક ચન્દ્ર પ્રકાશ જો । મોહન ૦
રસ નાયક ગુણ  અમિત છે રે લોલ, રસ નિધિ ને રસ રાસ જો ॥ મોહન ૦
મોહન ભાઈ ભાગ્ય રાશ જો ॥ મોહન ૦ ॥ ૫ ॥
પૌષ કૃષ્ણ એકાદશી રે લોલ, મહા નિશિ ને શુભ દિન જો । મોહન ૦
ચન્દ્રવાર ઉત્તમ ઘડી રે લોલ, યોગ નક્ષત્ર પ્રતિ ધન્ય જો ॥ મોહન ૦ ॥ ૬ ॥
સુનિ સુનિ ધાઈ સબ સુન્દરી રે લોલ, ઉમગ્યો છે પ્રેમ પ્રપાર જો । મોહન ૦
વસ્ત્ર ભૂષણ પહેરામણી રે લોલ, હાથન કંચન થાર જા ॥ મોહન ૦ ॥ ૭ ॥
ભીતર ભાઈ દર્શન કરે રે લોલ, અંગ અંગ ઉપજી ફુલ જો । મોહન ૦
પ્રાન્નદ સિન્ધુ મંજન કરે રે લોલ, દેહ દિશા ગઈ ભૂલ જો ॥ મોહન ૦ ॥ ૮ ॥
ગાવન હારી ત્યાંહાં પ્રાવીયા રે લોલ, ગાવે છે મંગલ ગીત જો । મોહન ૦
કોકિલ કંઠ સોહાસીણી રે લોલ, પ્રગટી છે  અંગ અંગ પ્રીત જો ॥ મોહન ૦ ॥ ૯ ॥

તાલ મુરફ ઢફ દુંદભી રે લોલ, શહનાઈ ઢોલ મદંગ જો । મોહન ૦
વીના સિતાર મદુ ખંજરી રે લોલ, મેરી ખાવ મુખ ચંગ જો ॥ મોહન ૦ ॥ ૧૦ ॥
તેલ ફુલેલ સોંધા ઘણો રે લોલ, છિરક્યા છે કેરાર ઘન સાર જો । મોહન ૦
નાટક નટ ગુણી પ્રાવીયા રે લોલ, નાચે છે મંડલ નૃત્યકાર જો ॥ મોહન ૦ ॥ ૧૧ ॥
સહુના મનોરથ પુરીયા રે લોલ, ખોલ્યા છે અટલ ભંડારજો ॥મોહન ૦
વલ્લભદાસ વિનતી કરે રે લોલ, ચીરંજીવો રસીક કુમારજીમોહન ૦ ॥ ૧૨ ॥

## ધોળ - ૩

આવ્યો પ્રગ્હન નો પ્રાનંદ મન ઘણો એ જીરે । આગમ ઉત્સવ હવો ગોકુલ ઘણી તણો જીરે ॥ ૧ ॥
પછે પોષ પનોતો આવ્યો શુભ માસ જીરે । જન્મયા સૌભાગ્યદે મહા ભાગ્યરાશ જીરે ॥ ૨ ॥
વદિ એકાદશી રસ માંહાં મરિયા જીરે । મોહન મન માંહાં મંગલ ધરિયા જીરે ॥ ૩ ॥
મહદ ના જન્મ હવા મંગલ મન મોદ જીરે । મંગલ ઈચ્છા પ્રગટી પરમ પ્રમોદ જીરે ॥ ૪ ॥
હરખયા તાત ને મોદ ન માએ જીરે । મનમાંહે મુસકી ને પ્રભુદિત થાએ જીરે ॥ ૫ ॥
મોહન મંગલ સમે ઉલટ ન માએ જીરે । આવી સોહાસણી મંગલ ગાએ જીરે ॥ ૬ ॥
કોઈ અથડ અથડ રહ્યો દીવો જીરે । સદા મોહનવર અવચિલ જીવો જીરે ॥ ૭ ॥
એમ ગાએ સહુ મલિ મલિ જોડે જીરે । ફર ફમરખ ગાએ રંગ ભર્યાં કોડે જીરે ॥ ૮ ॥
જાત કર્મ હોયે વિધોગત રીતે જીરે । મોહન જન્મે કર્યાં માંગલ બહુ પ્રીતે જીરે ॥ ૯ ॥
આવી આવી માંગે હર્ષે વધાઈ જીરે । તમારે ઘેર જન્ન્યા મોહન સુખદાઈ જીરે ॥ ૧૦ ॥
કુંકુ થાલે ઘોલી કર્યાં રંગરોલ જીરે । દે સોહાસણી હાથા કરે ફકફોલ જીરે ॥ ૧૧ ॥
માલનિ અતિ રંગ તે ભરીએ જીરે । તોરણ સહકારના માલ સંગ કરીયે જીરે ॥ ૧૨ ॥
વાજે નગારા ને સરણાઈ રંગ જીરે । તાલ પખવાજ વાજે કીર્તન હોએ સંગ જીરે ॥ ૧૩ ॥
નાહાના નરઘા વાજે મધુર સ્વર મંદ જીરે । પંચ શબ્દ વાજે બહુ કરે છંદ જીરે ॥ ૧૪ ॥
વીજા વાજિત્ર નો પાર ન લહું એ જીરે । ભેર ભૂગલ વાજે દેશ રીતે કહું એ જીરે ॥ ૧૫ ॥
હર્ષે વધાઈ પ્રાપે સ્નેહ ભર્યાં પ્રીતે જીરે । મહાપ્રસાદ લેવડાવે અલોકિક રીતે જીરે ॥ ૧૬ ॥
એણી પેરે કર્યાં સહુ સન્માન જીરે । બંદી માગધ જન ને દીંધા બહુ દાન જીરે ॥ ૧૭ ॥
ઉમગ્યા નારાયણજી પ્રંગે ન માએ જીરે । મોહન નામ ધર્યું સહુ મન ભાએ જીરે ॥ ૧૮ ॥
ફુઈ તં મનમાં મોદ અતિ ભરિયાં જીરે । બેહેને સ્નેહ ભર્યાં વાત્સલ્ય બહુ કરીયા જીરે ॥ ૧૯ ॥
ફૂલ્યા અંગોઅંગ ફૂલ ન માયે જીરે । અલૌકિક મોહન દેખી મનમાં સરાયે જીરે ॥ ૨૦ ॥
જમુના મનમાંહેં અતિરસ ભરિએ જીરે । મોહન મંગલ લહી આરતી તે કરિએ જીરે ॥ ૨૧ ॥
એહવા મંગલ નિત્ય હોય એણી પેરે જીરે । અલૌકિક મોહન દીસે એહો તણે ઘેર જીરે ॥ ૨૨ ॥
જી જી કહિ કહિ કરે સ્તન પાન જીરે । ઓદે ખેલે મોહન પરમ નિધાન જીરે ॥ ૨૩ ॥
આગે મહદ મન માંહાં લહી એહવી પેર જીરે । અલૌકિક રત્ન પ્રગીટયો એહો તણે ઘેર જીરે ॥ ૨૪ ॥
એહવા વચન મહદ કહ્યા રસ ભરિયા જીરે । જોઈ સ્વરૂપ તે ઉર માંહાં ધરિયા જીરે ॥ ૨૫ ॥
એહવા લૌકિક અલૌકિક કાજ કર્યા સહુશ્ર જીરે ।
પછે ગોકુલ લીલા પ્રાવી કયે બહુપ્ર જીરે ॥ ૨૬ ॥

રત્ન રીતે વર્યા એણ ઘેર જીરે । મનોહર દાન દીધા ઉલટ ભેર જીરે ॥ ૨૭ ॥
વલતાં વચન તે એણી પેરે બોલ્યા જીરે । મોહન ગોકુલ રત્ન કોઈ તોલ્યા જીરે ॥ ૨૮ ॥
કૃપાદષ્ટિ કરી કરુણા રસ ભરિયા જીરે । પિય મોહનને મનોરથ બહુ કરીયા જીરે ॥ ૨૯॥
એહવા મહદ ભાવે ભર્યા પૂરા જીરે । સ્નેહવાન ને ટેકવંત સૂરા જીરે ॥ ૩૦ ॥
દીસે મોહન ફલ્યા ફૂલ્યા અંગે જીરે । જેણે વલ્લભવર ભર્યા બહુ રંગે જીરે ॥ ૩૧ ॥
સેવા વાત્સલ્ય રીતે પ્રનુભવ કર્યા બહુઅ જીરે ।
ગોકુલ પતિ એ મન માંહાં માની લીધા સહુએ જીરે ॥ ૩૨ ॥
ભકતરાજ વીર પુર ના નાગજી ભાઈ જીરે ।
એહોના સ્નેહની ટેક પ્રભુએ સરાહી જીરે ॥ ૩૩ ॥
માંગલ કરી કર્યા ઉત્સવ કાજ જીરે । તેણે રસભર્યો સ્વકીય સમાજ જીરે ॥ ૩૪ ॥
કેશર ફુલેલ પ્રરગજા બહુઅ જીરે । સોંધા કીચ મચ્યો માંગલ સમે બહુઅ જીરે ॥ ૩૫ ॥
દ્રવ્ય ભૂષણ ને વસ્ત્ર નો નહીં પાર જીરે । મોહન મંગલ સમે આવ્યા નરનાર જીરે ॥૩૬ ॥
મનોરથ બહુ કર્યા ભર્યા પ્રનુરાગી જીરે । સહુનાં ભાગ્ય ફલ્યાં મોહન સોહાગ જીરે ॥૩૭ ॥
પ્રિય મોહન મનોરથ મનમાં ધરિયા જીરે ।
ગ્રીવા ની લટકની યે અં ગીકત કરિયા જીરે ॥ ૩૮ ॥
સોહે મોહન મુસકની પ્રહસિત કરીએ જીરે ।
નીચી દ્રષ્ટે કોઈ વલ્લભ રસ ભરીએ જીરે ॥ ૩૯॥
મોહન મીઠી વાતો રસમાંહેં રસીએ જીરે ।
કીંધી ભાવ સુજાતી વલ્લભમન વસીએ જીરે ॥ ૪૦ ॥
મોહન ભાવ સમ બીજુ નહીં કોઈ જીરે । એહવો ભૂતલ માંહાં હવો નહીં હોઈ જીરે ॥૪૧॥
મોહન પ્રભુનું પ્રાગટય મોહન લીલા એહ જીરે ।
મોહન મનોરથ કર્યા મોહન ભર્યા નેહ જીરે ॥ ૪૨॥
વલ્લમ પ્રાગટય હવું ભકત તણે હેત જીરે ।
ત્યારે મહદ મન માંહાં લહ્યો એ સંકેત જીરે ॥ ૪૩ ॥
એહવો મોહન મારગ મહદ મન વસિઓ જીરે ।
જેહને મોહનરાજ નિરકુંશ ધસિયો જીરે ॥ ૪૪ ॥
અનુભવી જાણે બીજુ સમફે નહિં કોઈ જીરે ।
જેણે મોહન લીલા મન ધરી જોઈ જીરે ॥ ૪૫॥
સ્વકીય ભાવે કર્યું એહોનું સન્માન જીરે । રસ ભરી આવી દીધુ ગૂઢ રસ દાન જીરે ॥૪૬॥
મોહન લીલા મોટી રસમયી બહએ જીરે ।
મુને અનુભવ નહીં કયેમ કરી કહુ એ જીરે ॥ ૪૭ ॥
મહદ પ્રાગટય જે કોઈ સુણસે ને ગાય જીરે ॥
અલૌકિક લીલા તેને અનુભવ થાએ જીરે ॥ ૪૮ ॥

વલ્લભ મોહન જેહોના ઉરમાં બસિયા જીરે ।
તેહના ભાવ લહે ગોકુલપતિ રસિયા જીરે ॥ ૪૯ ॥

## ધોળ – ૪

એ આ પીષ વદો રે એકાદશી સુહાગ દે ઉમંગયો આનન્દ ભાગ્ય રાશ મોહનવર જનમીયાં ॥ ૧ ॥
એ આ ભ્કુણ્ડન મલી રે સુહાસની ગાવે મંગલ ચાર રસ નિરધાર ઉપનો રે અંગ અંગ અપ્રતિ ॥ ૨ ॥
એ આ મન્દિર સુભગ સુહામણો જહાં ધરિયા મૃદુ ચરણ રસિક આભરગ્ા્ જગ માં આવીયા ॥ ૩ ॥
એ આ બહ વિધિ દાન તેણ સમે કરે રે શ્રી ટીકમ જી ઉદાર સુત સકુમાર ઉદય શ્રવણ સુન્યો ॥ ૪ ॥
એ આ ભરૂચ ગામ ભાગ્ય ભર્યાં હરિયા સકલ પરિતાપ એ આ છાપ લાગી કુલ ભગવદી ॥ ૫ ॥
એ આ ગુણી ગાયક સહુ ઉલટિયાં નિર્તે કરે નરનાર નવ શ્રૃંગાર કીધા ર આલ્હાદ સોં ॥ ૬ ॥
એ આ જાત કર્મ વિધિવત કર્યાં દીધા પ્રપર્મિત દાન પ્રા માન દીધા સહુ જ્ઞાત ને ॥ ૭ ॥
એ આ કનક કટોરા કુમ કુમ ભર્યાં દુર્વાં શુભ થાર પુષ્પ ના હાર લેઈ કણ્ઠ પ્રારોપિયા ॥ ૮॥
એ આ તોરણ વાંધ્યા બારણે છિરકયા સૌરભ નીર ઉત્તમ ચીર ચિત્ર વિચિત્ર પહેરાવીયાં ॥ ૯॥
એ આ કંચન કલશ સજાવીયાં પૂર્યાં મોતી ના ચોક સુખ દીયે થોક રે સજી સદન માં ॥ ૧૦ ॥
એ આ અગર અગરજા સોંધા વહે મચી પ્રાંગન માં કીચ પ્રા સીંચ કેસરી રંગ ઢોરીયા ॥ ૧૧॥
એ આ તેલ ફુલેલ મસ્તક ઢોલે મુખ માં બીરી બરાસ સુખરાસ મિશ્રી ભરી વદન માં ॥ ૧૨॥
એ આ ભિક્ષુક સુની સુની પ્રાવીયાં સુભાવીયાં દે ર પ્રશીશ ગોકુલ ઈશ ના ભજન કરો સર્વદા ॥૧૩॥
એ આ પ્રધિક કરી રે પહેરામની ભામિની સહુ મન મોદ પરમ વિનોદ બાઢયો ભૂષણ વસ્ત્ર દે॥૧૪॥
અ આ ભોજન વિવિધ કરાવીયાં તિલક કર્યાં શુભ ભાલ પુષ્પ ની માલ ધરાવી રે કણ્ઠ માં ॥૧૫॥
એ આ જન્મ ઉત્સવ બહુ વિધિ કર્યાં દીધા વહુ સનમાન શ્રી ભગવાન મુદિત સંતોષીયા ॥૧૬॥
એ આ વલ્લભ જી રે મન હરખિયાં વરખીયાં પ્રેમ સમોહ આ મોહ ટાલ્યો સહુ શ્રષ્ટિ નો ॥૧૭॥
એ આ બાલ ચરિત્ર અતિ અનવ દેખતાં મન લુભાય મૃદુ મુસકાય રંગ માં ક્રીડા કરે ॥ ૧૮॥
એ આ દિન દિન અધિક સુહામણા ભામણા લે સહુ કોય આનન્દ હોય ભકત દેખી મોહિયા ॥૧૯॥
એ આ વૃંદાવન જાય ધરે પદ પંકજ ધ્યાન ગોકુલ ભાન દાન જાણી ને દયા કરો ॥ ૨૦ ॥

## ધોળ – ૫

એ આ શ્રી મહદ પ્રાગટ શુભ દિન ભલો ભલો પરમ વરેશ ।
એ આ રોષ જેહની પાર પાવે નહીં ॥ ૧ ॥

એ આ આનન્દ દાયક અભિનવો એહ હસે સુખ રાશ ।
એ આ આ પૂરણ કરી સ્વકીય ની ॥ ૨ ॥

એ આ મંગલ રૂપ તે રૂપ કાઈ કહ્યો ન જાય ।
એ આ ગુણ ગાય ગુણ નિધિ જેહના ॥ ૩ ॥

એ આ સર્વોપર શિખર જો એહવો દિન આવિયો આજ ।
એ આ કાજ સર્યાં એ જગત ના ॥ ૪ ॥

એ આ મંગલદાયક પ્રતિક્ષણ મંગલ પરવર્યો એહ ।
એ આ નેહ ભર્યો શુભ દિન આવિયો ॥ ૫ ॥

એ આ સંવત સોલહે સે ત્રેસઠ હવો જનમિયાં ભૂતલ માંહાં ।
એ આ ક્યાં લગી કહું ગુણ એહ તણા ॥ ૬ ॥

એ આ મંગતિર વદી તે એકાદશી વસી મન માંહાં સુખ રાશ ।
એ આ મહા માસ માંગલ્ય વરસ ગની ॥ ૭ ॥

એ આ મારૂ પીષ બુદી પરમ પ્રસન્ન થઈ રસ મઈ મોહન રૂપ ।
એ આ સ્વરૂપ સમ જગત માં કોઈ નહીં ॥ ૮ ॥

એ આ સોમ શુભ યોગ શુભ કર્ણ એ ધર્યો ધરણી પર ચરણ ।
એ આ જગત આભર્ણ આને ॥ ૯ ॥

એ આ જગત મોહક ને મોહામણા પ્રગટિયો પરમ  ઉદાર ।
એ આ પાર ન પાવે કોઈ એહનો ॥ ૧૦ ॥

એ આ અવની ઉદ્યોત કરી અભનવો એ એહવો ન હસે કોઈ સંસાર ।
એ આ સાર નો સાર પ્રગટ હવું ॥ ૧૧ ॥

એ આ વલ્લભ જી ને વલ્લભ ઘણુ ક્ષણુ અલગા ન રહેવાય ।
એ આ ક્હેવાય નહીં ગૂઢ રસ એહ તણા ॥ ૧૨ ॥

એ આ એક સ્વરૂપ રૂપ અલગા કર્યાં રસ ભર્યાં કરે રસ પાન ।
એ આ આનન્દ  દાયક ને મહા દાન દે ॥ ૧૩ ॥

એ આ દાન હોય પરમ ઉલટ ભર્યાં સ્વતઃ સ્થિતિ ઉભય સમાન ।
એ આ નહીં સમઝે કોઈ એ રસ માંહાં ॥ ૧૪ ॥

એ આ ભાગ્ય ઉદિત કરિયો ભરિયો સુહાગ અનૂપ ।
એ આ સ્વરૂપ દેખાડયો એ આ લોક માં ॥ ૧૫ ॥

એ આ એહવું પ્રાગટ હેત સ્વરૂપ ને ભૂપ નો કરવા કાજ।
એઆ સમાજ નો સુહાગ પ્રગટ હવો ॥ ૧૬॥

એ આ સુહાગ સુહાગી સહુ એ કર્યાં રસ મઈ ઉલટ ન માય।
એ આ  સમાય નહિં  અંગ અંગ માં ॥ ૧૭ ॥

એ આ આનન્દ જગત ત્પ્રાનન્દ હવો મોદ મુદિત કર્યો સર્વે।
એ આ આ સમ બીજુ કોઈ નહીં ॥ ૧૮ ॥

એ આ ઉચ્છવ અતિ ઉછલ્લિત કર્યો સર્વે કોઈ ઉછાહ ન સમાએ।
એ આ આનન્દ દાયક નો પ્રગટ હવો ॥ ૧૯ ॥

એ આ ધન્ય દિવસ ધન્ય શુભ ઘડી ઘડી એ કપા ને સામર્થ।
એ આ  અર્થ પૂરક આધુનિક માંહાં ॥ ૨૦ ॥

એ આ ધન્ય એ કુલ ધન્ય પિતા ધન્ય માતા જી ની કૂંખ।
એ આ પિયુષ પાન કરી ને જનમિયા ॥ ૨૧ ॥

એ આ પ્રહસિત વદન પ્રભુદિત સદા તદાત્મક ભાવ સમ્પન્ન।
એ આ આનન્દ એહવો ક્યાં છે નહીં ॥ ૨૨ ॥

એ આ પ્રમેય સ્વરૂપ નાં ધર્મ જે તે દેખાડિયા સર્વ।
એ આ ભાગ્યો એતન જગત નો ॥ ૨૩ ॥
એ આ સેવા  સુખ  રૂપ વાછલ્ય ની કરી દેખાડી નિરહેતુક।
એ આ પ્રારણ સમેત સમર્પી ને ॥ ૨૪ ॥

એ આ ઉદાર અવિધી એ અતિશય કરૂણાવાન।
એ આ દાન સહુ રાજ ને હાથ છે ॥ ૨૫ ॥

એ આ એહવા કત લક્ષણ એહ તણા તે કાંઈ કહ્યા નવ જાય।
એ હઆ વિશદ ન થાય વારણી યે કરી ॥ ૨૬ ॥

એ આ દાસ ગોપાલ કરે વિનતી જૈ જૈ ભાગ્ય રાશ ।

એ આ આ પૂરણ કરે દાસ ની ॥ ૨૭ ॥

## ધોળ – ૬

કૃપા શક્તિનાં પદ કમલ હું પદવન્દુ વારંવાર । ચરણ રેત માથે ધરી કરું વચન ઉચ્ચાર ॥ ૧ ॥
કૃપાવન્ત અનુદિન નિકટ રહો પ્રભુ ને સાથ । રૂચી ઉપજાવો પ્રેમ સું એ સર્વ તમારે હાથ ॥ ૨ ॥
તમ વશ વહાલા વસ્યા તમો આન્તરગત અનુરાગ । સર્વ સખી માં મુકુટમણી તમને અધિક સુહાગ ॥ ૩ ॥
તે ગુણ કેમ વરણન કરું જાંહાં પ્રભુ નું સનમાન । કરી વિનતી જીવ હિત કીધુ અદ્‌ભુત દાન ॥ ૪ ॥
એ વિરાદ કરવા તણો મનોરથ છે મન માંહાં । જો કૃપા દષ્ટે થઈ સાહો મારી વાંહા ॥ ૫ ॥
કર જોડી ઉદ્યમ કરી કરૂ તમારી અપાશ । વિઘ્ન ભાવ કલ દુઃખ હરો સુખ નિધી કરો પ્રકાશ ॥ ૬ ॥
હું કવી ગતિ જાણુ નહીં છન્દ પ્રબન્ધની રીત । ગીત કવિત ન ગુણ લહું નહિં અન્તરગત પ્રીત ॥ ૭ ॥
હું આયોગ્ય હીન મતિ ઉગત જુગત નહિં સાર । નહિ વચન કલા ચાતુરી નહીં વાણી ઉચ્ચાર ॥ ૮ ॥
દોષ વિધિ પરમિતિ નહિ વચને કેમ કહેવાય । પ્રભુના રસ માંહાં શું કહું કહેતાં મન સકુચાયા ॥ ૯ ॥
હોત વચને કેમ ઓચરૂ આપ્યુ પ્રભુએ શરણ । લૌકિક થી અલગો કરી કીધુ માહારૂ વરણ ॥ ૧૦ ॥
તમો સ્વવહ કરૂણા કરી કીધો મ્હારો અંગીકાર । તે બલે મનોરથ હવો મન માંહાં મોદ આર ॥ ૧૧ ॥
પુરુષોતમ આનન્દ ઘન નિવારણ રસ રૂપ । જે સ્વતતંર પરમ ચિત પરમાદ્દત પરમ અનૂપ ॥ ૧૨ ॥
ગુણ અગાધ પરમિત નહીં કરૂણા સાગર આપ । શરણાગત જે અનુસરે તેહનો હરો સદ્ય સંતાપ ॥ ૧૩ ॥
દીન બન્ધુ વાત્સલ્ય ભક્ત સર્વજ્ઞ ભુકુટ મણી રાય । સુન્દર રસિક શિરોમણી સુન્દર વર રસદાય ॥ ૧૪ ॥
નિત્ય રમણીય પરાકાષ્ટા એહવા કહીયે જેહ । તે પ્રાગટ નું કારણ કહું પરમ અવ્યકત છે એહ ॥ ૧૫ ॥
તેહ ઉદ્યમ ને કરૂં તમને પ્રથમ પ્રણામ । તે વલથી માહારા થશે પૂરણ સઘલા કામ ॥ ૧૬ ॥
કરૂણા યે કરૂણા કરી દીધુ મુજને દાન । તે અનુભવે પ્રારથું સુન્દર કૃપા નિધાન ॥ ૧૭ ॥
જૈ જૈ શ્રી વિઠ્ઠલ સુવન જૈ કેલી કલા સુખદાય । જૈ જૈ મહા નાયક નવલ જૈ જૈ સુન્દર વર રસ રાય ॥ ૧૮ ॥
જૈ જૈ રસિક શિરોમણી જૈ રસિક રસ રૂપ । જૈ જૈ રસ દાયક અમે જૈ જૈ શ્રી ગોકુલ ભૂપ ॥ ૧૯ ॥
જૈ જૈ માહા ઉદાર આનન્દ ભર રોમ રોમ રસ ધાર ।

જૈ જૈ રમણીક મહા રસમઈ રમણ જૈ જૈ સ્વકીય સકલ શિંગાર ॥ ૨૦ ॥

જૈ જૈ અદેય દાત દાયક જૈ કૃપા ભર કરૂણાલ ।

જૈ જૈ સ્વકીય ભાવ પૂરક સદા જૈ સ્વકીય જન પ્રતિપાલ ॥ ૨૧ ॥

જૈ જૈ દ્વિજ વર વેશ વપુ જૈ આરત હર આરત હર અભિરામ ।
જૈ જૈ સકલ સુન્દરી તિલક જૈ માહા મંગલ ધામ ॥ ૨૨ ॥
જૈ જૈ મોહક રૂપ રસ જૈ રસાવેશ રસ રંગ । જૈ જૈ આનન્દ માત્ર કર પાદ મુખ ઉદરાદિક સકલ અંગ ॥ ૨૩ ॥
જૈ ગોકુલૈક જન જીવન પ્રભુ જૈ ગોકુલમણી રાય । જૈ ગોકુલ પ્રિય આત્મા જૈ ગોકુલ સુખ દાય ॥ ૨૪ ॥
જૈ જૈ ગોકુલનાથજી જૈ ગોકુલ સુખ ધામ । જાંહાં લીલા નિત નવી જૈ શ્રી પૂરણ કામ ॥ ૨૫ ॥
કર જોડી ચરણે નમુ શ્રી વલ્લભ રસ રાશ । અભિલાષ જે જે મન ધરૂં તેહ કરવી પૂરણ આશ ॥ ૨૬ ॥
જેમ રાજ પોતે થકી પ્રથમ તેડી પાસ । દાસત્વ દાન દેહ કરાવ્યો નિજ ચરથે તે નિવાસ ॥ ૨૭ ॥

## ધોળ – ૭

કરુણા તે કરીને પાયો ધારયા જી મહા મોહન મહારસ રૂપ જી । ૧
સ્વ અભિલસિત ઈચ્છાયે પ્રગટ કરી ધર્યો ધરણીયે ચરણ જી । ૨
શ્રી મહા પ્રભૂના મનોરથ પૂરવા કરવા મહારસ કાજ જી । ૩
ઉભય મનોરથ ના મનોરથ પૂરવા મહા રહસ્ય રમણ સુખ ધામ જી । ૪

મહારત્ન રસ રૂપની મોહની મોહન બેલી મહા મોહક કામ જી । ૫
રસિક સમાજ ની જીવન જડી યે મહાસુખદ જીવન અભિરામ જી । ૬
એહવું સ્વરૂપ અતિ અગમ્ય વિસમય થઈ રહયા પ્રાણ જીવન જી । ૭
મોહન મોહન મોહન મઈ , થઈ રહ્યો શ્રી પ્રાણ આધાર જી । ૮
સાહાસ્ત્ર સિદ્ધાન્ત પ્રભૂના સ્વરૂપ ને કો જાણે તે ગંધ જી । ૯
તે મહામોહક મોહન ના સ્વરૂપ ને પ્રભુ વિણા કોયે ન જાણે પ્રાંત જી । ૧૦
જેમ દઈ અણુ તે ન લખણ એહુનુ કીધૂ અહીયે પ્રમાણ જી । ૧૧
જીવ નું વરણન કરે પોતે થકી તેહતે હોયે મોહન નુ દાન જી । ૧૨
દાસ ગોપાલ ને સરવસ એહ છે મોહન રત્ન પૂરણ કામ જી । ૧૩

## ધોળ - ૮

કૌન સ્વરૂપ તિહારી મોહન, કૌન સ્વરૂપ તિહારો
તુમ ઈનમેં વે તુમહી મેં થન્યો થત ન ન્યારો - મોહન ॥ ૧ ॥
તુમ મોહન વે તુમ વે તુમતે મોહન, મોહયો નિજ સંસારો
અતિ અગાધ કહાંલો બરનું , દાસ ગોપાલ બિચારો - મોહન ॥ ૨ ॥

## ધોળ - ૯

જન્મ લિયો શુભ લગ્ન વિચાર ।
પૌષ કૃષ્ણ એકાદશી સંવત સોરહ સે ત્રેસઠ ચન્દ્રવાર ॥ ૧ ॥
જોગ નક્ષત્ર ગૃહ રાશિ સેવા ઉપયોગી ઉત્તમ સુખકાર ।
જન્મે શ્રી વલ્લભ હિત કારણ મોહન ભાઈ ભક્ત શ્રૃંગાર ॥ ૨ ॥
ભરૂં ચ ગ્રામ નારાયણી જી સુત ત્રીકમ ભાઈ પરમ ઉદાર ।
તિન ઘર ઘરની સુહાગદે જાયો મોહન મૂરત અતિ સુકુમાર ॥ ૩ ॥
મંગલ કાજ કિએ નરનારી ઘર ઘર તોરણ બંદન વાર ।
નાગરદાસ ઉજાગર કીનો ગુણ સાગર પ્રગટે જિહીં વાર ॥ ૪ ॥
શ્રી વલ્લભ સેવા સુખકારી તન મન ધન અર્પણ કે પ્રકાર ।
ભાંતિ ભાંતિ કે મનોરથ પૂજે રીઝે શ્રી વિઠ્ઠલેશ કુમાર ॥ ૫ ॥
શ્રી  અંગ સષ્ટિ સંગ હિલ મિલ કે પુષ્ટિ પુષ્ટિ રસ કર્યો વિસ્તાર ।
મહા ભાગ્યરાશ પુષ્ટિ ભાવ રસ અલૌકિક કો ભર્યો ભંડાર ॥ ૬ ॥

## ધોળ - ૧૦

જીરે આગરા સહુ થી આગલ કર્યું એ , જયાં વસે મ્હારા વ્હાલાજી ના વ્હાલા એ શ્રી જી ના સુખદાઈ ॥ ૧ ॥
જીરે મોહન ભાઈ વડભાગિયા એ, એહને પ્રભુ વિના નવ રહેવાય એ શ્રી જી ના સુખદાઈ ॥ ૨ ॥
જીરે ચિત્ત માંહાં વાહાલોજી વસી રહ્યા એ , અહોની મનવ્રત બીજું નહીં જાણે એ શ્રી જી ના સુખદાઈ ॥ ૩ ॥

જીરે દાદાજી પુત્ર ત્રિકમ ભાઈ એ , તેહોની સ્ત્રી સોહાગ દે નામ એ શ્રી જી ના સુખદાઈ ॥ ૪॥
જીરે એ કૂંખે રત્ન પ્રગટ હવું એ, મહા સાર તણું એ સારં એ શ્રી જી ના સુખદાઈ ॥ ૫ ॥
જીરે નારાયણ જી કુલ દીપક એ , જેણે દેશ કર્યો છે ઉદ્યોત એ શ્રી જી ના સુખદાઈ ॥ ૬ ॥
જીરે એહોના જશ જગ માં હવા એ , ધન્ય ધન્ય એ માત ને તાત એ શ્રી જી ના સુખદાઈ ॥ ૭ ॥
જીરે તન મન ધન સમરપિયું એ , પ્રભુ વસી રહ્યા હ્રદયા માંહ્ય એ શ્રી જી ના સુખદાઈ ॥ ૮ ॥
જીરે આગરે થી રાત કું ચલે એ , આઠ દિવસ માંહાં રવિવાર એ શ્રી જી ના સુખદાઈ ॥ ૯ ॥
જીરે સંધ્યા સમયે શ્રી ગોકુલ આએ , આવી વહાલા જી ને ચરણે નામે એ શ્રી જી ના સુખદાઈ ॥ ૧૦ ॥
જીરે પ્રભુ પ્રસન્ન થઈ ને ખબર પૂછી એ , બહોત રાત કું ચલે મોહન ભાઈ એ શ્રી જી ના સુખદાઈ ॥ ૧૧॥
જીરે હાં હાં રાજ રાત કું ચલે , ભલો ભયો ભાઈ તુમ આએ એ શ્રી જી ના સુખદાઈ ॥ ૧૨॥
જીરે ઉનકી રજા બિન તુમ આએ , કહા કહીએ તુમારી બાત એ શ્રી જી ના સુખદાઈ ॥ ૧૩ ॥
જીરે વ્હાલે વચન ગર્વિત કહ્યાં એ , એ વિના બીજાં નવ જાણે એ શ્રી જી ના સુખદાઈ ॥ ૧૪ ॥
જીરે શ્રી જી અૂઠી વચન કહ્યા એ , ભાઈ આએ ભલો ભયો કાજ એ શ્રી જી ના સુખદાઈ ॥ ૧૫ ॥
જીરે રાજ કહો તે સત્ય છે એ , હૂં શૂં જાણું રાજ ની વાત એ શ્રી જી ના સુખદાઈ ॥ ૧૬ ॥
જીરે મોકું આશ એક રાજ ની એ , રાજ ઉચિત હોય સો કીજે એ શ્રી જી ના સુખદાઈ ॥ ૧૭ ॥
જીરે વલ્લમદાસ ચરણે નમે એ , રાજ વસી રહ્યા વ્રજ માંહેં એ શ્રી જી ના સુખદાઈ ॥ ૧૮ ॥

## ધોળ – ૧૧

જીરે પોશવદી એકાદસી છે. એકાદશી છે. આજે શોહેલો. ॥ ૧ ॥
સંવત વાર મેણ શુભ પાઈ રે . આજે શોહેલો . ॥ ૨ ॥
ભલય રાસ શ્રી મોહનભાઈ રે . આજે શોહેલો. ॥ ૩ ॥
પ્રાદુભાવ કીયો સુખદાઈરે. આજે શોહેલો. ॥ ૪ ॥
નીસદીન શ્રી વલ્લભગુન ગાઈ રે. આજે શોહેલો. ॥ ૫ ॥
બંહ્મા શેષ આદે પાર ન પાઈરે. આજે શોહેલો. ॥ ૬ ॥
ઉપરના મૃદુ અંગ ઉલાટાઈરે. આજે શોહેલો. ॥ ૭ ॥
શોંધા કેશર જલસે નવાઈરે. આજે શોહેલો. ॥ ૮ ॥
અંગ પોછી જગુલી પહેરાઈ રે. આજે શોહેલો. ॥ ૯ ॥
કુંડલ રોપી મુગર ધરાઈરે . આજે શોહેલો. ॥ ૧૦ ॥
કુંમ કુંમ અક્ષત તીલક કરાઈરે . આજે શોહેલો. ॥ ૧૧ ॥
દીપક આરતી ઉનરાઈરે. આજે શોહેલો. ॥ ૧૨ ॥
નારાયણજી અતી હરખાઈ રે . આજે શોહેલો ॥ ૧૩ ॥
ગંગાદાદી ફુલન માઈ રે. આજે શોહેલો ॥ ૧૪ ॥
તાત ઉદાર શ્રી ત્રીકમભાઈરે . આજે શોહેલો. ॥ ૧૫ ॥
જાનકી શ્રીમુખ કરી બડાઈરે. આજે શોહેલો. ॥ ૧૬ ॥
માત શોહણદે કુખ શીરાઈરે આજે શોહેલો. ॥ ૧૭ ॥
બડભાગીની ગોદ ભરાઈ રે. આજે શોહેલો . ॥ ૧૮ ॥
યુવતી જન મંગલ ગાઈ રે. આજે શોહેલો. ॥ ૧૯ ॥

બાજે વિવિધ ભાત બજવાઈરે. આજે શોહેલો ॥ ૨૦ ॥
નોબત સંગ શહેનઈરે. આજે શોહેલો ॥ ૨૧ ॥
દ્વારે બંધનવાર લંધાઈરે આજે શોહેલો ॥ ૨૨ ॥
તોરણ સાથીયા હેમ ચીમાઈરે. આજે શોહેલો ॥ ૨૩ ॥
છજે કંચન કલશ ભરાઈરે. આજે શોહેલો ॥ ૨૪ ॥
ચહુદીસ કદલી ખંભ રોપાઈરે. આજે શોહેલો ॥ ૨૫ ॥
ચંદન સૌરભ સહન લીપાઈરે. આજે શોહેલો ॥ ૨૬ ॥
આંગન મોતીના ચોક પુરાઈરે . આજે શોહેલો ॥ ૨૭ ॥
અતર ફલેલ કેસર છીરકાઈ રે. આજે શોહેલો ॥ ૨૮ ॥
ભૂષણ પહેરામણી પહેરાઈરે. આજે શોહેલો ॥ ૨૯ ॥
નાચે ગાવે મોહ બઢાઈરે. આજે શોહેલો ॥ ૩૦ ॥
મેવા મીશ્રી શ્રીમુખન ભરાઈરે. આજે શોહેલો ॥ ૩૧ ॥
ખેલી પુંત્રી પાન ખવાઈરે. આજે શોહેલો. ॥ ૩૨ ॥
વીપ્ર ભાર જામક જુરી આઈ રે. આજે શોહેલો. ॥ ૩૩ ॥
દીયે અમલ ભંડાર ખુલાઈ રે . આજે શોહેલો .॥ ૩૪ ॥
તે સબ મન વાંછીત ફુલ પાઈ રે. આજે શોહેલો . ॥ ૩૫ ॥
યાતે કીરતી સબ જગ છાંઈરે. આજે શોહેલો. ॥ ૩૬ ॥
દેત આશીષ સબે મન ભાઈરે. આજે શોહેલો. ॥ ૩૭ ॥
ચીરંજીવો ભકત શીરોમણી રાઈ રે. આજે શોહેલો ॥ ૩૮ ॥
કરૂણા શકિત રૂપ દીખાઈરે. આજે શોહેલો ॥ ૩૯ ॥
નીજજન દાસી બલી બલી જાઈ રે. આજે શોહેલો ॥ ૪૦ ॥

## ધોળ – ૧૨

જીરે પોષ વદિ એકાદશી સવત યોગ નક્ષત્ર ચન્દ્રવાર । ભક્ત ગ્રહ સોહલો ॥
જીરે રસિક ભાગ્ય ઉદય ભયો કરૂણા શકિત અવતાર ॥ ભકત ૦ ॥ ૧ ॥
જીરે રસમય ચતુર શિરોમણી આનન્દમય શ્રી ભાગ્ય રાશ । ભકત ૦
જીરે મોહન ભાઈ સદ્ગુણ ભર્યાં પ્રફુલ્લિત મૃદુ વદન હુલ્લાસ ॥ ભકત ૦ ॥ ૨ ॥
જીરે ગુણાતીત મધુરાત્મક લાવણ્ય લલિત સુખ સ્વરૂપ । ભકત ૦
જીરે સૌભાગ્ય તિલક લલિત અતિ અંગ અંગ સુખદ અનૂપ ॥ ભકત ૦ ॥ ૩ ॥
જીરે પદ્મ દલાયત લોચન દુઃખ મોચક હારક તાપ । ભકત ૦
જીરે શ્રૃંગાર સાર મુકુટમણિ જગ વલ્લભ ઉગ્ર પ્રતાપ ॥ ભકત ૦ ॥ ૪ ॥
જીરે ઉત્સવ હોય ઉત્સાહ સોં વિધિવત કીયો જાત કર્મ । ભકત ૦

જીરે જ્ઞાત વન્ધુ પરિવાર ને દાન આપે ઉદારતા ધર્મ । ભકત ૦ ॥ ૫ ॥
જીરે ચોક ચિત્રામણ બહુ કીંધા પુષ્પ તોરણ પલ્લવ દ્વાર । ભકત
જીરે રચના સનદ સોહામણો જયોતિ જગમગે ચમત્કાર ॥ ભકત ૦ ॥ ૬ ॥
જીરે શહનઈ શબ્દ સોહામણી સારંગી સિતાર ઉપંગ । ભકત ૦ ॥ ૭ ॥
જીરે સૌરભ સોંધા છિરકિયા ભોજન રૂચિ બીડા પાન ॥ ભકત ૦
જીરે શુભગા યુવતી સુહાસણી કંઠ મધુર કરે ગાન ॥ ભકત ૦ ॥ ૮ ॥
જીરે યાચક દ્વિજ જન ગુણી સુનિ સુનિ અપાયે અપાર । ભકત ૦
જીરે તે તો મન વાંછિત ફલ પામિયા જન્મ ઉત્સવ નવલકુમાર ॥ ભકત ૦ ॥ ૯ ॥
જીરે વિદા હોય ઘર ચાલીયા ચિરંજીવો દેઈ આશીર્વાદ । ભકત ૦
જીરે સુખ સંપતિ યા ઘર બઢો નિજ જન મન અતિ અહેલ્લાદ ॥ ભકત ૦ ॥ ૧૦ ॥

## ધોળ - ૧૩

જૈસો પ્રભુ તૈસો જુ ભકત ભએ હૈં મહા રસ પુષ્ટ ભાવ અધિકાઈ ।
પૌષ વદિ એકાદશી ઉત્તમ જન્મ દિવસ ભયો મોહન ભાઈ ॥ ૧ ॥
સ્વકીય સમાજ આનન્દ બઢયો અંગ ઓછવ કરે ફૂલ ન સમાઈ ।
વલ્લભદાસ પ્રિય વલ્લભ એ દોઉ એક રસ પૂરણ તાઈ ॥ ૨ ॥

## ધોળ - ૧૪

શ્રી ટીકમ રાજકુમાર મોહન રંગ રસિયા । જિનકે વલ્લભ પ્રાણાધાર ॥
મોહન રંગ રસિયા ॥ ૧ ॥
દાદા નારાયણ કુલ દીપ । શ્રી ગોકુલપતિ રહત સમીપ મોહન રંગ રસિયા ॥ ૨ ॥
અતિ સુન્દર લલિત સ્વરૂપ । સુખ દાયક મૃદુલ અનૂપ મોહન રંગ રસિયા ॥ ૩ ॥
નિશ દિન ચિત રહત હુલ્લાસ । નવ નાગર શ્રી ભાગ્યરાશ મોહન રંગ રસિયા ॥ ૪ ॥
રસ સાગર ધર્મ નો સ્વેત । ભાવાત્મક ભકિત નો હેત મોહન રંગ રસિયા ॥ ૫ ॥
રસ લીલા નો સુખ દેત । પ્રીતમ સંગમ સંકેત મોહન રંગ રસિયા ॥ ૬ ॥
જગ પાવન પરમ પવિત્ર । નિત્ય લીલા રહસ્ય ચરિત મોહન રંગ રસિયા ॥ ૭ ॥
અતિ મહદ ભકત અવતાર । દુતિ લાવણ્ય મધુરા કાર મોહન રંગ રસિયા ॥ ૮ ॥
રસ વિરાધી પતિ વીર । આશ્રય વિવેક ગંભીર મોહન રંગ રસિયા ॥ ૯ ॥
પતિ વત ધર્મ સૂ ટેક । રસ ભકત માં વિરલો એક મોહન રંગ રસિયા ॥ ૧૦ ॥
અનુકપા શકિત જી આપ । પ્રિય દર્શન મેં પરિતાપ મોહન રંગ રસિયા ॥ ૧૧ ॥
શુભ સર્વ લક્ષણ સમ્પન । રતિ રમણ કલા પ્રછન્ન મોહન રંગ રસિયા ॥ ૧૨ ॥
પરમાનન્દ ભાવ અનન્ય । પૂરણ ભગવદી ધન્ય ધન્ય મોહન રંગ રસિયા ॥ ૧૩ ॥
સુન્દર વર ચતુર સુજાન । નિર્ભય અદય દે દાન મોહન રંગ રસિયા ॥ ૧૪ ॥

અતિ નિર્મલ શુધ્ધ આચાર । જાકો શેષ ન પાવે પાર મોહન રંગ રસિયા ॥ ૧૫ ॥
પોષ વદી એકાદશી સાર । પ્રાદુર ભાવ શ્રષ્ટિ આધાર મોહન રંગ રસિયા ॥ ૧૬ ॥
જિન ચરણ કમલ સિર નાય । નિજ દાસી વલિ વલિ જાય મોહન રંગ રસિયા ॥ ૧૭ ॥

## ધોળ – ૧૫

તુ સાંભલ સાહિયર મુજને જો કોઈ અનુભવ થયો કહું તુજને જો ।
સખી શ્રી મોહન મહારાજ જો તે તો પ્રગટયા ભકત ને કાજ જો ॥ ૧ ॥
સખી શ્રીવલ્લભ રસ ભરિયા જો નિજ સકલ મનોરથ સરિયા જો ।
સખી મલીત્ર્પ્રો વજનો સાથ જો અતિ ફૂલ્યા મ્હારો નાથ જો ॥ ૨ ॥
રસ ભરિયા સર્વે સ્વકીયો જો પ્રભુ બૈઠયા ગાદી તકીએ જો ।
વહાલે ધોતી પહેરી મટકે જો ઉપરેણો ઓન્યો લટકે જો ॥ ૩ ॥
સોહે તિલક કેશરી રંગ જો ત્ર્પ્રાભૂષણ અદ્ભુત સંગ જો ।
રહી પાઘ કેશરી ઢલકે જો શુભ કર્ણે ભ્ફલકે જો ॥ ૪ ॥
હાર તુલસી ગુંજા મુક્તા જો તેના સદા રસિકવર ભુક્તા જો ।
કરપલ્લવ મુદ્રિકા રંગ જો તેની ત્ર્પ્રાભા નિજજન અંગ ॥ ૫ ॥
પ્રભુ ફરતે કહે સબ ગાત્ર્પ્રો જો સબ આનંદ મોદ બઢાવો જો ।
વહાલો મોહન પ્રાગટય જાણી જો એમ બોલ્યા મધુરી વાણી જો ॥ ૬ ॥
આનંદ પ્રગટયો રસરાસ જો મોહ્યા વલ્લભ ગોકુલ દાસ જો ।
આવી વ્રજસું દરી સર્વ ગોરી જો તેહનાં ચિતિક્તિ લે છે ચોરી જો ॥ ૭ ॥
આવ્યા ચોકમાં સહુ રંગરસિત્ર્પ્રા જો વલ્લભ મોહન મન વસિત્ર્પ્રા જો ।
વલી ભકત ભર્યા રસમાતા જો તેતો તાલ મૃદંગ સુર ગાતા જો ॥ ૮ ॥
પ્રભુ કહે કરો તુમ એસો જો સબ ચોંતરી  આગલ વૈસી જો ।
સખી વાજિંત્ર કરમાંહેં લીંધા જો ધોલ મંગલ ચાલતાં કીંધા જો ॥ ૯ ॥
હવે રસિયા નો કહું રંગ જો ઉભા ચક્કારે સંગ જો ।
સહુ ફરે રસિક રસ બાલી જો લટકે લે છે કરતાલી જો ॥ ૧૦ ॥
બહુ આનંદ પ્રગટયો અંગ જો જુએ મોહમ વલ્લભ રંગ જો ।
સખી રંગભરી સહુ રાતી જો બહુ મધુરે સ્વર ગાતી જો ॥ ૧૧ ॥
બહુ આભૂષણ સહુ શોભે જો અતિ મોદભર્યા નવ થોભે જો ।
શુભ સાડી સોહે સડકે જો રસવૃંદ કંચુકી તડકે જો ॥ ૧૨ ॥અતિ પાયલ ઘુંઘરૂ ઘમકે જો રસ ભરીયાં ચાલે ઠમકે જો ।
વલી કાજલ સાર્યા નેન જો વશ કીંધા વલ્લભ વેણ જો ॥ ૧૩ ॥
પ્રભુ સું જોતી રસ ભરતી જો ચાતુર આતુર બહુ કરતી જો ।
સહુ ગાય છે રસ ભીની  જો મોહન પ્રાગટ નવીની જો ॥ ૧૪ ॥

પ્રભુ કહે એ ઓચ્છય મેરી જો મહા ઓચ્છવ મોહન તેરી જો ।
એવું કહેતાં લોચન ભરિયાં જો મેરે સબે કાજ પ્રબ સરિયાં જો ॥ ૧૫ ॥
રાજ સુખ આપો સદૈ જો મહારાજ કૃપાલ હું જીવ જો ॥ ૧૬ ॥
પ્રભુ કહે તુ મેરો અંગ જો તુ સદા રહે મેરે સંગ જો ।
એમ રસીયો રસ પ્રગટાવ્યો જો મોહન મન અતિ ભાવ્યો જો ॥ ૧૭ ॥
રસમાતી રસિક છે સજની જો કાંઈ જાતી ના જાણી રજની જો ।
પછી નિદ્રાવશ થયા નાથ જો સુખ બોહોત દીયો સબ સાથ જો +॥ ૧૮ ॥
બહુ બીડા પ્રસાદી આપ્યા જો મોહન વિરહ દુઃખ કાપ્યાં જો ।
દઈ આશીષ સર્વે વલીયા જો રસરત્ન રસિકરસ બલિયાં જો ॥ ૧૯ ॥
ભાઈ સેવક રસ માં પ્રગટયા જો તે તો ચરણ રેણમાં લપટયાં જો ।
કહ્યું મહદ કૃપાવલે એહ જો હું તો રહ્યો છૂં તેહનો તેહ જો ॥ ૨૦ ॥

## ધોળ – ૧૬

દાદા જી ના કુલ ની જાઉં બલિહારી , જેણે શ્રી વલ્લભ જી દેખાડયા રે ।
અઘોર કલિમાં પચતાં હુતાં, વાંહ્ય ગ્રહિ લહિ કાડયા રે ॥ ૧ ॥
તુમ પુરૂષોતમ સ્વતઃ વલથી , પુષ્ટિ સૃષ્ટિ માં અધિકા રે ।
ધર્મ ધુરીધર ધીર ગોકુલ ભાઈ , અનન્ય ટેક વૃતધારી રે ॥ ૨ ॥

## ધોળ – ૧૭

દીજે મોહન ને અરજી । હું તો ગોકુલની ગરજી ॥ ૧ ॥
આખર તારી હું સરજી । મને મેલવો શ્રી વલ્લભવરજી ॥ ૨ ॥
અદ્ભુતો ગોકુલપતિ દ્વિજ રાજ । અદ્ભુતો એહનો ભકત સમાજ ॥ ૩ ॥
અદ્ભુતો મારૂં મન છે આજ । કીજે પૂરણ મારા કાજ ॥ ૪ ॥
મુને કહેતાં આવે લાજ । મૈં તો કરી રાખ્યો સહુ સાજ ॥ ૫ ॥
ગોકુલ જોવા મનડું ઘાલું । કહે તો હવડાં હમણા હું ચાલું ॥ ૬ ॥
અંગ અંગ વ્યાકુલ છું હેલી । તુજ વિના વીજી નહિં બેલી ॥ ૭ ॥
નયણે વરસે બેહેની મેહ । ઉર મારૂં ઉફણી આવે નેહ ॥ ૮ ॥
દવની દાઝી મારી દેહ । પ્રિય વિના શીતલ થાયે નહિં તેહ ॥ ૯ ॥
મુને દીજે જીવન દાન । તું તો મહારસ ની છે ખાન ॥ ૧૦ ॥
તાહરા રાખ્યા રહે એ પ્રાણ । તું તો જીવન ચતુર સુજાન ॥ ૧૧ ॥
તારી કાને જાઉં ધામ । થાશે પૂરણ મારા કામ ॥ ૧૨ ॥
મારે મહાઉત્સવ અભિલાખ । સજની નયણે મુને દેખાડ ॥ ૧૩ ॥
બીજા ઉત્સવ બારે માસ । એ જોવા મુજને આશ ॥ ૧૪ ॥
કેશ નયણે કાંહાં નીરખું । નયણે હરખાં સુ વરખું ॥ ૧૫ ॥

## ધોળ - ૧૮

ધાન્ય પૌષ વદિ એકાદશી ધન્ય દિન ધન્ય વાર ।
આનંન્દ આનંન્દ મંગલ મંગલ દશોં દિશ જૈ જૈ કાર ॥ ૧ ॥
પ્રગટ ભયે મોહન પ્રફુલ્લિત કૂંખ સોહાગત સાર ।
મહા રસ ઉમડયો સ્વકીય સુખદ સોં નાગર ઉર શ્રંગાર ॥ ૨ ॥
મોહનરત્ન પરમ અલૌકિક, ભકતરાજ શુરવીરા રે ।
હરિદાસ ભાઈ જી ની જાઉં બલિહારી, ગોપાલદાસ પરમ કૃપાલ રે ॥ ૩ ॥
વલ્લભદાસ બેઠક ની સેવા કરે , તનુજા વિત્તજા કરતાં રે ।
વૃન્દાવનદાસ , ગોકુલદાસ નાગર , વેણીદાસ વડોદરા ના વાસી રે ॥ ૪ ॥
કલ્યાણ ભટ ભઠપતિ ને એહોને , જે કીંધા ગ્રન્થ સહસ્ત્ર ચાલીસા રે ।
નાની બાઈ ભલીબાઈ રાજબાઈ , એની આદે કયાંહાં લગી કહીએ રે ॥ ૫ ॥
માહારૂં સર્વસ્વ એહી ભજન છે , બીજું કાઈ નવ જાણું રે ।
તેઓની ચરણ રેણુ શીશ ધરી , બલિહારી જાએ દાસ નો દાસ રે ॥ ૬ ॥

## ધોળ - ૧૯

ચાલ - ધન્ય ધન્ય દિન આજના હે જીરે -
પોષ નિરદોષ રસ પોષ માં હે જીરે ।
વદિ એકાદશી શુભ દિન । મંગલ ઘેર ભકત ને હે જીરે ।
સંવત સોલહ સે ત્રેસઠ હે જીરે । વાર શુભ સોમ સમ્પન્ન ॥ મંગલ૦ ॥ ૧ ॥
કરૂણા શકિત ભૂમિ આવિયા હે જીરે । અતિય ત્ર્પ્રગાધ્ય પ્રછન્ન । મંગલ૦
ભૂલ સ્વરૂપ રસ કારણે હે જીરે । કરવા લીલા અવિછન્ના ॥ મંગલ૦ ॥ ૨ ॥
સાધન રહિત જન તારવા હે જીરે । દીંધા છે પ્રભુદિત દાન । મંગલ ૦
બીડો લીંધો કૃપા શકિત ને હે જીરે । કરીય ને બહુ સન્માન ॥ મંગલ ૦ ॥ ૩ ॥
દાદા નારાયણ કુલ ભલો હે જીરે । ગંગા મહારાની પરિવાર । મંગલ ૦
મહદ મુખ્ય ભકત એહના સંત હે જીરે । ત્રીકમ ભાઈ ઉદાર ॥ મંગલ ૦ ॥ ૪ ॥
એહને ઘેર પ્રિયા સોહાગ દે હે જીરે । એહની છે કૂંખ અનૂપ । મંગલ ૦
મહદ અતિ મહદ શિર મુકુટમણી હે જીરે । જનમ્યો સુત સૃષ્ટિ નો ભૂપ મંગલ ૦ ॥ ૫ ॥
મહા સુખ નિધિ ને સુખ આપવા હે જીરે । શ્રીમોહન ભાઈ ભાગ્યરાશ મંગલ ૦
પ્રભુ જી નો દુખ ચૂરણ કરી હે જીરે । પૂરણ કીંધી છે આશ ॥ મંગલ ૦ ॥ ૬ ॥
શુભગ સુન્દર મૃદુ માધુરી હે જીરે । લાવણ્ય લલિત રસાલ । મંગલ ૦
કોટિ કંદર્પ નો દર્પ હરે હે જીરે । લોચન કમલ વિસાલ ॥ મંગલ ૦ ॥ ૭ ॥
એહવા અભિનવ સુન ઉદ્દભવ સુનીયને હે જીરે । હરખ્યા હિય હુલ્લાસ મંગલ ૦
ફૂલ ન ફૂલ અતિ ફૂનીયે હે જીરે । મોદ ને મોદ વિલાસ ॥ મંગલ ૦ ॥ ૮ ॥

શુભગ સોભાગ્યવતી સુન્દરી હે જીરે । ગાએ મલી સોહેલા ગીત । મંગલ ૦
જગ વલ્લભ ને વલ્લભ ઘણા હે જીરે । પુષ્ટિ સમાજ ના મીત ॥ મંગલ ૦ ॥ ૯ ॥
પુષ્પ મંડપ ની રચના રચી હે જીરે । કુંકુમ ના હાથ આરંભ ॥ મંગલ ૦ ॥ ૧૦ ॥
જરીયે વિતાન તણાવીયા હે જીરે । સાથિયા ધર્યા શુભ દ્વાર । મંગલ ૦
કલશ કંચન તે જગમગ કરે હે જીરે । ચંદન ધૂપ આગાર ॥ મંગલ ૦ ॥ ૧૧ ॥
બહુ દિધિ રંગ પુરાવીયા હે જીરે , ચૌક ચિત્રામણ સાર । મંગલ ૦
બાજા ને વિવિધ બજડાવીયા હે જીરે । શહનાઈ દુંદુંભી નાદ । મંગલ ૦
નારી સકુમારી નાચે બહુ હે જીરે । ઉપજયો મન માં અહલાદ ॥ મંગલ ૦ ॥ ૧૨ ॥
જ્ઞાત કુંટુંબ બહુ આવિયા હે જીરે । ભાવીયા ચિતે ઉમાહ । મંગલ ૦
વસ્ત્ર ભૂષણ પહેરાવિયા હે જીરે । કીંધા છ અતિ શે ઉછાહ ॥ મંગલ ૦ ॥ ૧૩ ॥
તિલક કર્યા કુંકુંમ તણા હે જીરે । પહેરાવી પુષ્પ ની માલ । મંગલ ૦
કેશર કસ્તૂરી છિરકાવીયા હે જીરે । સૌરભ મહેક અપાર ॥ મંગલ ૦ ॥ ૧૪ ॥
ભોજન વિવિધ કરાવિયા હે જીરે । પ્રભુ જી નો મહા પ્રસાદ । મંગલ ૦
હાસ્ય વિનોદ પરસ્પર હે જીરે । મુદિત લીંધા વાદોવાદ ॥ મંગલ ૦ ॥ ૧૫ ॥
લવંગ પૂંગીફલ એલચી હે જીરે । પાન ને બીડા બરાસ । મંગલ ૦
કેશર સોંધો અંગ છિરકિયા હે જીરે । મહકે છે મધુર સુવાસ ॥ મંગલ ૦ ॥ ૧૬॥
જન્મત્રી બાંચે જોતસી હે જીરે । સુની મન હરખ ન માય । મંગલ ૦
સૂત માગધ કવિ દ્વિજ ઘણા હે જીરે । ગુણી જે આવ્યા છે ધાય ॥ મંગલ ૦ ॥ ૧૭ ॥
આટલ ભંડાર ખુલાવિયા હે જીરે । આપિયા ઈચ્છિત દાન । મંગલ ૦
સ્વકીય જન સકલ સંતોષીયા હે જીરે । કીંધા છે બહુ સન્માન ॥ મંગલ ૦ ॥ ૧૮ ॥
નજ જન દાસી વિનતી કરે હે જીરે । વિલસો સંગ ગોકુલધીશ । મંગલ ૦
વલ્લભ ને વલ્લભ ઘણા હે જીરે । ચિરંજીવો કોટિ વરીશ ॥ મંગલ ૦ ॥ ૧૯ ॥

## ધોળ - ૨૦

નિત પ્રતિ વન્દુ શ્રી ત્રીકમ નન્દ જી । મંગલ કારણ અગણિતા નન્દ જી ॥ ૧ ॥
અભય દાન દીનો ટાલ્યો દુખ દ્વન્દ જી । પસર્યા ચરણ કમલ મકરંદ જી ॥ ૨ ॥
સુભગ વન્દો સૌભાગ્ય દે સુખદ અધી સરોજ । અન્તરાય નો તાપ ટાલ્યો ભાગ પ્રકટ મનોજ ॥ ૩ ॥
અંગ અંગ કી માધુરી દ્યુતિ સુન્દરવર સકુમાર ।
ગૌર વરણ લાવણ્યત અતિ કોટિ મદન બલિહાર ॥ ૪ ॥
ભકત કુલ માં પ્રગટિયા ભગવદી ભાગ્યરાશ ।
શ્રી મોહન ભાઈ નામ નિરૂપમ દર્શન મન હુલ્લાસી ॥ ૫ ॥
વિપ્રયોગ સંયોગ સુખ નિરહેતુક રસ સિંગાર ।
પ્રીતમ નેનની પૂતરી રસ સારનો એ સાર ॥ ૬ ॥
દર્શન તેના અતિ દૂર્લભ વલ્લભ પ્રાણ આધાર ।
અંગ અંગ રંગ ભરી શોભા મુગ્ધા અંગીકાર ॥ ૭ ॥

હાસ્ય કરન વિનોદ લીલા શ્રી ગોકુલપતિ સંગ બિહાર ।
નેત્ર ઉર માં સ્થિતિ કરી શ્રી વિઠ્ઠલ રાજકુમાર ॥ ૮ ॥
મુખ કમલ મકરન્દ ફૈલ્યો રસિક ભંવર ગુંજાર ।
યુગલ વરઅલી રહસ્ય લીલા કોઈ ન પાવે પાર ॥ ૯ ॥
કામાદિક પ્રિય હેત જિનકે લૌકિક નહિં વ્યવહાર ।
દાતા દાન અદેય સુખ કે એસે પરમ ઉદાર ॥
અનન્ય ધર્મ સુદઢ કિયો અન્યશ્રય દોષ નિવાર ।
મદ મત્સર વર્જિત સદા પરસ્યો નહિં સંસાર ॥ ૧૧ ॥
દીની શિક્ષા અનેક વિધિ ની માર્ગ નઅનુસાર ।
શ્રી રૂકિમણી સુત નો તાપ ટાલ્યો ટીકમ સુત નિરધાર ॥ ૧૨ ॥
શરણ માત્ર કૃતાર્થ કીંધા ટારીયો ભ્રમજાર ।
વિત સહિત મનોરથ પૂરક મધુર વચન ઉચાર ॥ ૧૩ ॥

## ધોળ – ૨૧

પરમ પરમ એ પરમ પુષ્ટ પુષ્ટ છે પુષ્ટ મહદ મહદ ને મહા મહદજો ।
વાછલ્ય રૂપ સ્વરૂપ સેવા હિત શ્રીઅંગ પ્રગટિત જે અંગ વદજો ॥ ૧ ॥
સકલ સ્વકીય સિંગાર મુકુટમણિ વલ્લભ ને અતિ વલ્લભ એહજી ।
અહરનિશ વલ્લભને મનમોહન મનોરથ પૂરણ કરવા તેહજી ॥ ૨ ॥
સ્નેહ સ્વરૂપ અનૂપે આનંદભર્યા આસકત વિસનત્વે જેહ નિદાનજી ।
શ્રીવલ્લભ સ્વરૂપે ત્પ્રાયુસભૂત છે શ્રીગોકુલ મંદિર બૈઠક નિધાનજી ॥ ૩ ॥
નિશદિન નિરખે છે વલ્લભસ્વરૂપને સહિત તે સ્વકીય સુજાતિ સમાજજી ।
સ્વરૂપાંતરે સેવાહિત પ્રાગટય સમય સમય કરવા કાજજી ॥ ૪ ॥
પ્રથમ શ્રીવલ્લભ પ્રાગટય સમય તે સમીપ છે મનોરથે વાછલ્ય સાથજી ।
કૃષ્ણાદાસીય છે નામ તેહોનું રૂકમણીજી ઉદરે મૂકયો હાથજી ॥ ૫ ॥
વિથા ટાલી ને પ્રાગટય પ્રગટ તે પ્રગટ થયૂં અતિ આનંદ સાથજી ।
કૃષ્ણાદાસીજીએ ઓલખી ને એમ કહ્યું , આયે હમારે શ્રીગોકુલનાથજી ॥ ૬ ॥
ઓલખીને અલાખવ્યા છે સર્વ ને કૃષ્ણાદાસીજીએ તેણીવારજી ।
સેવા કરી બહુ વાછલ્ય રીત ની તેહ સમે તણા જેહ ઉપચારજી ॥ ૭ ॥
તે શીશુતાઈ બાલ્ય પૌગંડ જોબન લગી કારણ જુત સહુ ચિતમાંહાં ધરીએજી ।
ફરી પ્રાગટય કર્યુ ગુજરાત માંહાં કુંવારી નામ મનોરથે કરીયજી ॥ ૮ ॥
સેવા કરી તે સમય ઉપયોગની રસિક મનોરથે મન હુલસાતજી ।
શ્રીગોકુલપતિજી તે પાયૌધાર્યા છે જે સમે રાજ નગર ગુજરાતજી ॥ ૯ ॥
રીઝી રિઝાવ્યા શ્રીગોકુલભૂપને આરત ઉભય છે મનતણી હરિયજી ।
મનોરથ પૂરણ કરી તે સમયનાં વિનિયોગ લગી જે છે સ્થિતિ કરિયજી ॥ ૧૦ ॥

સ્વરૂપાંતરે વલી મોહનવલ્લભ મહદકુલ માંહાં થયા ઉત્પન્ન જી ।
એ સિધ્ધાંત કહૂં છું જે સુણીયું છે ભગવદી કેરા તેહ વચનજી ॥ ૧૧ ॥
ભરૂં ચ નગર માંહાં મહદ દાદા નારાયણજી ઘેર સકુલની ગંગા નારજી ।
એહો ઘેર પુત્ર મહદ મહદ છે ત્રિકમભાઈ બડો ઉદારજી ॥ ૧૨ ॥
શ્રીમુખ પોતે પ્રગટ કરીને કહ્યાં , લહ્યાં તે સન્મુખ સર્વ સમાજજી ।
તેહો ઘેર સૌહાગ્યદે સોહાસણી જાયા છે મોહન વલ્લભકાજજી ॥ ૧૩ ॥
મહદ મહદ ને એ મહદ મુકટમણિ મોહનભાઈ મહારસ રૂપજી ।
વાછલ્ય સેવા નિમિત એ પ્રાગટય પ્રગટ એ મોહન સ્વરૂપજી ॥ ૧૪ ॥
સેવા કરી તે સમય ઉપયોગ ની ગોકુલ સમીપ રહી આરજી ।
વાછલ્ય તાઈ ની અતિય વિવેક સું ભાવ અનેક અગારે વહેવારજી ॥ ૧૫ ॥
તેહો તણા પ્રાગટય નો હું સમે કહું મોહન ચરણે નામી ને શીશજી ।
સવંત સોલસો ત્રેસઠ વરસ તે સાક છે પંદ્રહ સે અઠાવીસજી ॥ ૧૬ ॥
માંગસિર વદિય મિતિ ગુજરાતી છે મારૂ પૌસ તે લહેવાણજી ।
એકાદશી તિથિ શુધ્ધ છે સર્વદા સોમવાર તે મિતિએ થાએજી ॥ ૧૭ ॥
ઘડી છેતાલીસ પલ અડતાલીસ તુલા લગન છે એ સમે પ્રકાશજી ।
લગ્ન ચંદ્ર તણી સ્થિતિ સું પ્રાગટય સમય તે પરમ હુલ્લાસજી ॥ ૧૮ ॥
મોહન પ્રાગટય એ સમય તે કોટિક વાછલ્યતરણુ એ પ્રકાશજી ।
વલ્લભ સેવા  અર્થે સર્વ તે લીધો પ્રાગટ મહા ભાગ્યરાશજી ॥ ૧૯ ॥
જૈ જૈ કાર કર્યો તેણે સમે વાછલ્ય સમૂહ ને સ્વકીય સમાજજી ।
વિનિયોગ આવસું સેવા માંહાં સ્વરૂપ ને લહેસું જથારથ કાજજી ॥ ૨૦ ॥
બાલચરિત્ર જે ખેલનાં પ્રગટ કરે છે રહ્યા સ્વનિજ ધામજી ।
મોહનભાઈ ને ગોકુલભાઈએ એહવે પધાર્યા છે જે ભકત છે નામજી ॥ ૨૧ ॥
વીરપૂરના નાગજીભાઈ એ જોઈ આકૃતિ સહુ અહો તણીએજી ।
ઓલખી ને મન રીઝી અતિ ઘણુ બોલ્યા જે પોતે ગંગાબાઈ ભરણીઅજી ॥ ૨૨ ॥
આવેહુ રત્નનુ જતન તે કરજો એ અલૌકિક કારણ રૂપજી ।
સામગરી ઉત્પન્ન તે થઈએ છે આકૃતિ અદ્ભુત એહોનો સ્વરૂપજી ॥ ૨૩ ॥
તે સહુ પ્રગટ દેખાડયો ગોકુલપતિ શ્રીમહાઓચ્છવનું દેઈ દાનજી ।
પોતે કહ્યું શ્રીમુખ થકી વલ્લભ દુર્લભ કરવાવી રસપાનજી ॥ ૨૪ ॥
મોહનદાસ કહી નિજ મુખ થકી ઘર લગતોઈ એહ વચનજી ।
એહવા મોહનભાઈ ભાગ્યરાશનું પ્રાગટય થયું છે વદન પ્રસન્નજી ॥ ૨૫ ॥
મહદ પ્રિય જે વલ્લભદાસ છે યમુનાસુવન એ સમે વિદ્યમાનજી ।
તેહો તણે તે મનોરથે પ્રગટિયો ધૌલ એ પ્રાગટય વલ્લભ સમાનજી ॥ ૨૬ ॥

શ્રી વલ્લભ મનોરથ પૂરે છે સર્વના વલ્લભ મનોરથ પૂરણ હેતજી ।
પ્રાગટય મોહનભાઈનું પ્રગટ એ તન મન ધન સહુ સ્વકીય સમેતજી ॥ ૨૭ ॥
પૂરણ દાન અછૂતુ સ્વરૂપનું સર્વ થકીય સ્વતંતર દીધુજી ।
સેવા કરીય તે સર્વ પ્રકાર ની વાછલ્ય તાઈ એ મુખ્ય કીધુજી ॥ ૨૮ ॥
એહોના દાન શ્રીવલ્લભ સમાન છે કૃપા પ્રસન્ન થઈ કરે તેહને જી ।
અવશિષ્ટ કાઈ રે નહી સેવામાંહાં મોહન શુભ દષ્ટિ છે જેહનજી ॥ ૨૯ ॥
એહવું એ પ્રાગટય માહા ભાગ્યરાશનું ભૂતલ પ્રગટ થયું છે પ્રકાશજી ।
ચરણે નમીગ્ર ને વિનંતી કરીએ છે કૃપા અપેક્ષિત નાગરદાસજી ॥ ૩૦ ॥

## ધોળ – ૨૨

પ્રગટે શ્રી મોહનદાસ શ્રી વલ્લભ સુખદાઈ ।
નારાયણ કુલ દીપક પ્રગટયો સપૂત ત્રીકમ ભાઈ ॥ ૧ ॥
ભાગ્યરાશ પ્રકટ ભયે ઈનકે ગોકુલેશ સમતાઈ ।
પૌષ વદિ એકાદશી ઉચ્છવ વલ્લભદાસ નિધિ પાઈ ॥ ૨ ॥

## ધોળ – ૨૩

પ્રગટ ભયોરી મોહન ગોકુલ કો ચન્દા ।
જબ મોહન વલ્લભ મુખ નિરખત ભયોરી સુખ ગયો સબ દુખ દ્વન્દા ।
નિરખ નિરખ મોહન ભાઈ વ્હે રહે , પર્યો રી મોહક ફંદા ॥ ૨ ॥
આપ નિરખ વિસ્મયા હૈ રહે રી , એક ટક રસ પીવત નયનરવિંદા ॥ ૩ ॥
ભકત સમાજ વિમોહિત હૈ રહૈ , જીવન મૂલી મુખારવિંદા ।
દાસ ગોપાલ તિહારો ભિખારી , સ્થિતિ કરી રહ્યો ચરણાવિંદા । ॥ ૪ ॥

## ધોળ – ૨૪

પ્રગટે મોહન મડલ ભાઈ ।
રાણી સોહાગદે ઢોટા જાયો પરમાનન્દ નિધ પાઈ ॥ ૧ ॥
પોષ કૃષ્ણ એકાદશી શુભ દિન આનન્દ કી નિધિ આઈ ।
ઘેર ઘેર તોરણ દ્વાર સાથિયા કદલી ખમ્ભ રૂપાઈ ॥ ૨ ॥
ગાવત ગીત મુદિત મન વ્રજ વધુ માંગત આઈ રૂપાઈ ।
કહત વધાઈ વધાઈ દીજે સ્વકીયન કી નિધિ આઈ ॥ ૩ ॥
શ્રી વલ્લભ મન હરખ ભયો અતિ પ્રગયટયો નિજ સુખદાઈ ।
દાસ ગોપાલ કહાં લગી વરણે હરખ મુદિત મન ભાઈ ॥ ૪ ॥

# ધોળ – ૨૫

પોષ વદી એકાદશી આઈ રે આજ સોહેલો ।
સંવત વાર યોગ શુભ પાઈ રે આજ સોહેલો ॥ ૧ ॥
ભાગ્ય રાશ શ્રી મોહન ભાઈ રે ॥આજ૦॥ પ્રાદુ ભાવ કિયો સુખદાઈ રે આજ સોહેલો ॥ ૨ ॥
નિશ દિન શ્રી વલ્લભ ગુઈ ગાઈ રે ॥ આજ૦॥ વૃહ્મા શિવ શેષ પાર ન આઈ રે આજ સોહેલો ॥ ૩ ॥
ઉબટના મૃદુ અંગ ઉબટાઈ રે ॥ આજ૦॥ સોંધા કેશર જલ તે ન્હવરાઈ રે આજ સોહેલો ॥ ૪ ॥
અંગ ઓછી ભ્ફગુલી પહરાઈ રે ॥ આજ૦॥ કુંજા ટોપી મુકુટ ધરાઈ રે આજ સોહેલો ॥ ૫ ॥
કુમકુમ અક્ષત તિલક કરાઈ રે ॥ આજ૦ ॥ દીપક આરતી ઉતરાઈ રે આજ સોહેલો ॥ ૬ ॥
નારાયણજી અતિ હરખાઈ રે ॥ આજ૦॥ ગંગા દાદી ફૂલ ન ભાઈ રે આજ સોહેલો ॥ ૭ ॥
માત ઉદાર શ્રી ટીકમ ભાઈ રે ॥ આજ૦॥ જિનકી શ્રી મુખ કરી બડાઈ રે આજ સોહેલો ॥ ૮ ॥
માત સોહાગદે કૂંખ સુહાઈ રે ॥ આજ૦॥ બડભાગિન કી ગોદ ભરાઈ રે આજ સોહેલો ॥ ૯ ॥
યુવતિ જન મિલી મંગલ ગાઈ રે ॥ આજ૦॥ વાજે વિવિધ ભાંત બજવાઈ રે આજ સોહેલો ॥ ૧૦ ॥
બાજે નૌબત સંગ શહનાઈ રે ॥ આજ૦॥ દ્વારે વંદન વાર બંધાઈ રે આજ સોહેલો ॥ ૧૧ ॥
તોરણ સાથિયા હેમ ચિતરાઈ રે ॥ આજ૦॥ છજ્જે કંચન કલશ સજાઈ રે આજ સોહેલો ॥ ૧૨ ॥
ચહું દિશ કદલી ખંભ રોપાઈ રે ॥ આજ૦॥ ચંદન સોરભ સદન લિપાઈ રે આજ સોહેલો ॥ ૧૩ ॥
આંગન મોતિન ચૌક પુરાઈ રે ॥ આજ૦॥ અત્તર ફુલેલ કેશર છિરકાઈ રે આજ સોહેલો ॥ ૧૪ ॥
ભૂષણ પહરામણી પહેરાઈ રે ॥ આજ૦॥ નાચે ગાવે મોદ બઢાઈ રે આજ સોહેલો ॥ ૧૫ ॥
મેવા મિશ્રી મુખન ભરાઈ રે ॥ આજ૦ ॥ એલા પૂંગી પાન ખવાઈ રે આજ સોહેલો ॥ ૧૬ ॥
વિપ્ર ભાટ યાચક આઈ રે ॥ આજ૦॥ દિયે અટલ ભંડાર ખુલાઈ રે આજ સોહેલો ॥ ૧૭ ॥
તે સબ મન વાંછિત ફલ પાઈ રે ॥ આજ૦॥ યા તે કીર્તિ સબ જગ છાઈ રે આજ સોહેલો ॥ ૧૮ ॥
દેત આશીષ સબે મન ભાઈ રે ॥ આજ૦॥ ચિરંજીવો ભક્ત્ત શિરોમણી રાઈ રે આજ સોહેલો ॥ ૧૯ ॥
કરૂણા શકિત રૂપ દિખાઈ રે ॥ આજ૦॥ નિજ જન દાસી બલિ જાઈ રે આજ સોહેલો ॥ ૨૦ ॥

# ધોળ – ૨૬

પોષ વદી એકાદશી આઈ , માતા સોહાગદે અતી સુખદાઈ ॥ ૧ ॥
ત્રીકમદાસ ઘરે હોત વધાઈ , પ્રગટીયો શ્રી મોહન મન રાઈ ॥ ૨ ॥

# ધોળ – ૨૭

બાબા નગારા કહાં બાજે ।
નગારા બાજે જ્યાહાં શ્રી મોહન પ્રગટે જ્યાંહાં । નગારા વહાં બાજે ॥ ૧ ॥
નારાયણ જી અતિ ફૂલ આનન્દ હિંડોરે ફુલ । નગારા વહાં બાજે ॥ ૨ ॥
ત્રીકમ જી બડે ઉદાર સોહાગ દે ભાગ્ય અપાર । નગારા વહાં બાજે ॥ ૩ ॥
શુભ પૌષ એકાદશી સાર યોગ કરન સુખકાર । નગારા વહાં બાજે ॥ ૪ ॥
મોહન વર ઉવટ ન્હવાય ઉપરેણા પીત ઉઢાય । નગારા વહાં બાજે ॥ ૫ ॥
દે કુમકુમ તિલક સુભાલ પહિરાવત તુલસી ની માલ । નગારા વહાં બાજે ॥ ૬ ॥
વારત આરતિ સચુપાય એમ રંજિત ના કુલ વધાય । નગારા વહાં બાજે ॥ ૭ ॥
સુન્દરી મિલ ગાવત ગીત ઉમંગી અંતરગત પ્રીત । નગારા વહાં બાજે ॥ ૮ ॥

ફૂલસે આવે નર નાર નાચે મિલ મંડલા કાર । નગારા વહાં બાજે ॥ ૯ ॥
સોંધા ફુલેલ કી કીચ કેસર રોરી અંગ બીચ । નગારા વહાં બાજે ॥ ૧૦ ॥
બાજે સંગ બહુત બજાય દોહા પદ મંગલ ગાય । નગારા વહાં બાજે ॥ ૧૧ ॥
હરદી કે ચૌક સુચાર સાથિયા ધર વંદન વાર । નગારા વહાં બાજે ॥ ૧૨ ॥
જાચક જન દીને દાન દિયે મહા પ્રસાદ બહુ માન । નગારા વહાં બાજે ॥ ૧૩ ॥
મોહન ગોકુલપતિ રૂપ એ જોરી પરમ અનૂપ । નગારા વહાં બાજે ॥ ૧૪ ॥
શ્રી કૃપાનુભવી આપ અનેક પદ હૃદય લાય । નગારા વહાં બાજે ॥ ૧૫ ॥
જિનકે વશ વલ્લભ રાય વૃન્દાવન બલિ બલિ જાય । નગારા વહાં બાજે ॥ ૧૬ ॥

## ધોળ – ૨૮

શ્રી ભરૂચ મહા ભાવે ભર્યું છે જ્યાંહા પ્રગટયા મોહન મણિરાયે।
લીલા મોહન મઈ યે ॥ ૧ ॥
નારાયણ જી કુલ દીપક યે, ત્રીકમદાસ મહા ઉદાર ॥ ૨ ॥
તે હો ઘેર મહા સૌભાગ્યવતી એ, સૌભાગ્ય દે સૌભાગ્યનં દ્વાર ॥ ૩ ॥
લીલા મોહન મઈ યે ॥
એહો કૂખે રત્ન પ્રગટ હવો યે, મહા સાર તણોં જે સાર ॥ ૪ ॥
લીલા મોહન મઈ યે ॥
કૃપા પિયૂષ મહા રસ ભર યે, કરૂણા મય પૂરિત અપાર ॥ ૫ ॥
લીલા મોહન મઈ યે ॥
મહા ગુણ ગુણનિધિના ધણી યે, ગુણ ગુણાર્ણવ રસાધાર ॥ ૬ ॥
લીલા મોહન મઈ યે ॥
મહા મોહન પ્રિયા તણી મોહની યે, જીરે જે હવી સ્વરૂપ સમાન ॥ ૭ ॥
લીલા મોહન મઈ યે ॥
રસમય પૂરિત સદા રહે યે, મહા રત્ન શ્રી અંગ શ્રૃંગાર ॥ ૮ ॥
લીલા મોહન મઈ યે ॥
યે પ્રાણ આત્મા શ્રી પ્રાણેશનો યે, જીવન સમ્પન્ન સાર ॥ ૯ ॥
લીલા મોહન મઈ યે ॥
મહારે યે નૈનની પૂતલી યે, રસમય મોહન બેલ ॥ ૧૦ ॥
લીલા મોહન મઈ યે ॥
મોહક ને મોહામણો એ, દેખત થાયે ગતિ પંગ ॥ ૧૧ ॥
લીલા મોહન મઈ યે ॥
સંધાન કાંઈ વિધ રહે નહીં યે, દેહ દશા ન સંભાલ ॥ ૧૨ ॥
લીલા મોહન મઈ યે ॥
જેહના સ્વરૂપ માં વિસ્મય થઈ રહયા યે, તદાત્મિક થઈ મન લગ્ન ॥ ૧૩ ॥
લીલા મોહન મઈ યે ॥
યે કોણ સ્વરૂપ યે કૌણ છૈ યે, અમો કોણ આ શ્રષ્ટિ કોણ ॥ ૧૪ ॥

યે અસંભાવિત આવે નહિં યે, મન બુદ્ધિ તણો જે વિચાર ॥૧૫॥
લીલા મોહન મઈ યે ॥
કૃપા કટાક્ષ કરૂણા ભર યે, જોયે જહાં પર સ્વતહઃ થી આપ ॥૧૬॥
લીલા મોહન મઈ યે ॥
આત્મપ્રદ જેહને હોયેં યે, તે સમ્યક જાણે યે રૂપક ॥૧૭॥
લીલા મોહન મઈ યે ॥
તે આધુનિક પ્રાગટય કર્યું એ, અંતરંગ ભક્ત્ત ને અર્થ ॥૧૮॥
લીલા મોહન મઈ યે ॥
ચૌદ મોહન પ્રિયા તણી મોહની યે, જીરે સુખદ સુખદાયક આપ ॥૧૯॥
લીલા મોહન મઈ યે ॥
સેવા અર્થ પ્રગટય હવુ યે, સુખદ સુખદાયક આપ ॥૨૦॥
લીલા મોહન મઈ યે ॥
રસ સામિગ્રી ભાવાત્મિક યે, આધિ દૈવિક જે સમાજ ॥૨૧॥
લીલા મોહન મઈ યે ॥
તે ભૂતલ આવી પ્રગટ હવી યે, રસ અંગ સેવા કેરે અર્થ ॥૨૨॥
લીલા મોહન મઈ યે ॥
મહા ભાગ્યરાસ મોહન ભાઈ યે, પ્રાણપ્રિય મન રૂચિ ઉપજાવી ॥૨૩॥
લીલા મોહન મઈ યે ॥
વરણ કરે અંગી કરે યે, આણે પ્રિય ને ઉપયોગ ॥૪॥
લીલા મોહન મઈ યે ॥
મહારસ માં પૂરિત રહે યે, રસ મત્ત યે રસિક સમાજ ॥૨૫॥
લીલા મોહન મઈ યે ॥
વદન પ્રહસિત પ્રમુદિત સદા યે, રસિક સમાજ શ્રૃંગાર ॥ ૨૬॥
લીલા મોહન મઈ યે ॥
મહા મહદ મોહન નુ ં પ્રાગટય સુણિ યે, સહુ મલિયો સોહાગી સમાજ ॥૨૭॥
લીલા મોહન મઈ યે ॥
બાલ વૃદ્ધ નર નારી સહુ, યે તેહને આનન્દ અંગ ન માયે ॥૨૮॥
લીલા મોહન મઈ યે ॥
સજિ શ્રૃંગાર સહુ સિધ્ધ થઈ યે, લેઈ લેઈ વધાઈ ના સાજ ॥૨૯॥
લીલા મોહન મઈ યે ॥
બાજતે ગાજતે રાજતે યે, નૃત્ય થાયે વિવિધ પ્રકાર ॥૩૦॥
લીલા મોહન મઈ યે ॥
સંગીત ના જે છે યે, જીરે તાન માન બંધાન ॥૩૧॥
લીલા મોહન મઈ યે ॥
નાટક નૃત્ય થેઈ થેઈ કરે યે, નૃત્ય થાયે વિવિધ પ્રકાર ॥૩૨॥
લીલા મોહન મઈ યે ॥
બાજા બાજે એક છંદ સું યે, નૃત્ય તણે એક વાયે ॥૩૩॥

લીલા મોહન મઈ યે ॥
યે સર્વ એકત્ર રસમઈ થઈ યે, મોહન મઈ સર્વ સમાજ ॥ ૩૪ ॥
લીલા મોહન મઈ યે ॥
પરપસ્પર માહમાહે મલે યે, નમન કરે બહુ ભાંત ॥ ૩૫ ॥
લીલા મોહન મઈ યે ॥
વિનય કરી વચન વિનયના યે, કરે આપા પણા માંહ ॥ ૩૬ ॥
લીલા મોહન મઈ યે ॥
એક કહે યે ભાગ્ય તમારડ યે, મહા સુભગ સુભગ દિન આજ ॥ ૩૭ ॥
લીલા મોહન મઈ યે ॥
મહા મહદની કાણં વિચારી ને યે, આવ્યા અંગી કરવા એહ ॥ ૩૮ ॥
લીલા મોહન મઈ યે ॥
નીછાવરી કરી કરી આપીયે યે, યેહો પર તન મન પ્રાણ ॥ ૩૯ ॥
લીલા મોહન મઈ યે ॥
જેણે મહા સૌભાગ્ય નું દાન કર્યુ યે, સૌભાગ્ય તિલક યે સમાજ ॥ ૪૦ ॥
લીલા મોહન મઈ યે ।
દીન ભાવ મન મહા ધરી યે, પ્રાર્થના કરે અનેક પ્રકાર ॥ ૪૧ ॥
લીલા મોહન મઈ યે ॥
અમારા પ્રાણ નું જીવન પ્રગટ કર્યુ યે, જી રે તમ સમાન નહીં આન ॥ ૪૨ ॥
લીલા મોહન મઈ યે ॥
તુ સરખો તે તુહજ હવો યે, સકલ પદાર્થ તમ હાથ ॥ ૪૩ ॥
લીલા મોહન મઈ યે ॥
નિરોધ રૂપ થઈ સંધિયા યે, શ્રી પ્રાણાધીશ સમેત ॥ ૪૪ ॥
લીલા મોહન મઈ યે ॥
સ્વકીય સમાજ સહિત સદા યે, વશ થઈ રહ્યા શ્રી મહારાજં ॥ ૪૫ ॥
લીલા મોહન મઈ યે ॥
એહવા ગુણ કહી કહીને સૂચવે યે, આપા પણે સંબધે જે જ્યાંહાં ॥ ૪૬ ॥
લીલા મોહન મઈ યે ॥
મહા રસમત્ત મહા માને નહીં યે, મહા આનન્દ મઈ થયા મગ્ન ॥ ૪૭ ॥
લીલા મોહન મઈ યે ॥
સર્વ મલિ સહુ ચાલિયાં યે, આવ્યા ત્રીકમદાસી ને ધામ ॥ ૪૮ ॥
લીલા મોહન મઈ યે ॥
પંચ શબ્દ બાજે અતિ ભલા યે, નરઘા નગારા બહુ સાજ ॥ ૪૯ ॥
લીલા મોહન મઈ યે ॥
ભેર ભૂગલ નફેરી ને સોહે યે, શહનાઈ શબ્દ સોહાવે ॥ ૫૦ ॥
લીલા મોહન મઈ યે ॥
ઝાંઝ ઝમકતી બાજે ઘણી યે, ઝમકતી કરતી ઝંકાર ॥ ૫૧ ॥
લીલા મોહન મઈ યે ॥

એહ સમાજ મન મોદ સુ યે, પ્રગટ કરે છે રસ રમ્ય ॥૫૨॥
લીલા મોહન મઈ યે ॥
મહારસ પ્રગટે મોહન તણો યે, યેહ રસ અતિ અગમ્ય ॥૫૩॥
લીલા મોહન મઈ યે ॥
અંતરંગ ભક્ત જે તેહ સમય યે, રીઝી રીઝ આપે અપાર ॥૫૪॥
લીલા મોહન મઈ યે ॥
રસિક સમાજ મનમોદ સું યે, ગાયે છે ધોલ રસાલ ॥૫૫॥
લીલા મોહન મઈ યે ॥
ભક્ત સમાજ રસ પ્રગટીયો ની યે, રાગ રાગણી તણા ભેદ ॥૫૬॥
લીલા મોહન મઈ યે ॥
વધાઈ મહા મોહન ના પ્રાગટ્ય ની યે, યે છે વિવિધ રસ બંધ ॥૫૭॥
લીલા મોહન મઈ યે ॥
તાલ પખાવજ હુડકીઆયે, ઢોલકી અતિ સુખ સાર ॥૫૮॥
લીલા મોહન મઈ યે ॥
વીણા મોહ ચંગ ને સુર ધુનિ યે, ભેરઝ મોહજ ઢફ તાલ ॥૫૯॥
લીલા મોહન મઈ યે ॥
જી રે ઝાઝ ઝાલરી ફાગરી સોહે યે, વિવિધ વિચિત્ર રસ રાસ ॥૬૦॥
લીલા મોહન મઈ યે ॥
યે સર્વ ના સ્વર અંગ જુજુવા યે, જી રે એક વાદે સહુ વાહે ॥૬૧॥
લીલા મોહન મઈ યે ॥
મહા રસ માહા એકત્ર થઈ યે, સહુ એક સર મઈ થઈ જાયે ॥૬૨॥
લીલા મોહન મઈ યે ॥
મહા આનંદ ઉદઘોષ ત્યાંહાં થઈ રહ્યો યે મહા આનંદ સિંધુ અથાહ ॥૬૩॥
લીલા મોહન મઈ યે ॥
યે વણી કોયે કયેમ કહી શકીયે, જહાં વાણી તણી ગતિ પંગ ॥૬૪॥
લીલા મોહન મઈ યે ॥
જી રે સુર મુનિ વધુય સહિત સહુ યે, વિમાને વૈસી ને એહ ॥૬૫॥
લીલા મોહન મઈ યે ॥
યે લીલા આનન્દ રસ જોઈ ને યે, અભિલાષ ધરે છે મન ॥૬૬॥
લીલા મોહન મઈ યે ॥
જે અમો ભૂતલ માહા પ્રગટી ને, યે મહા આનન્દ રસ અનુભવ કરી યે ॥૬૭॥
લીલા મોહન મઈ યે ॥
પ્રાર્થના કરે જગદીશ ને યે, વાંછિત પૂરો અમ આશ ॥૬૮॥
લીલા મોહન મઈ યે ॥

દેવ દુંદુંભી બજાડિયા યે, ગંધર્વ અપ્સરા માંડયા ગાન ॥ ૬૯ ॥
લીલા મોહન મઈ યે ॥
આનન્દ મઈ સહુ થઈ રહ્યુ યે, ઠામ ઠામ મહા મહોત્સવ થાયે ॥ ૭૦ ॥
લીલા મોહન મઈ યે ॥
ચૌદહ ભુવન મહોત્સવ થઈ રહ્યો યે, પણ કોયે ન જાણે યે પાર ॥ ૭૧ ॥
લીલા મોહન મઈ યે ॥
જી રે દેવ લોક સહુયે મલીયે, પરસ્પરે પૂંછે માહો માહે ॥ ૭૨ ॥
લીલા મોહન મઈ યે ॥
યે કોંણ આનન્દ કાંહા થી હવો યે, અકસ્માત પ્રગટયો જહાં તહાં ॥ ૭૩ ॥
લીલા મોહન મઈ યે ॥
દેવલોક સભા પૂરી વેસિયા યે, વિચાર કીધો જે નિદાન ॥ ૭૪ ॥
લીલા મોહન મઈ યે ॥
ચાલ્યો બ્રહમા ને જઈ ને પૂછિયે યે, જીરે આનન્દ પ્રગટયો કયાંહાં થી યે ॥ ૭૫ ॥
લીલા મોહન મઈ યે ॥
સહુ બ્રહમા પાસે આવીયા યે, પૂછયુ કૌણ આનન્દ અણમાપ ॥ ૭૬ ॥
લીલા મોહન મઈ યે ॥
બ્રહમાજી યે ધ્યાન ધરીયે ને યે, વેદ ને પૂછયુ તેણી વાર ॥ ૭૭ ॥
લીલા મોહન મઈ યે ॥
સાક્ષાત વેદ તે એમ કહયુ એ, અમો આનન્દ વૃક્ષ ઉપર ॥ ૭૮ ॥
લીલા મોહન મઈ યે ॥
ડાલે ડાલે પાતો પાતે કર્યુ યે, યે આનન્દ પ્રીછયો નવ જાય ॥ ૭૯ ॥
લીલા મોહન મઈ યે ॥
અમો એટલુ તો જાણ્યુ છે યે, પ્રગટયુ આનન્દ ના મૂલ નૂ મૂલ ॥ ૮૦ ॥
લીલા મોહન મઈ યે ॥
માટે સર્વ ને તમો મલીય ને યે, વંદી પરમ પદના પદ નું મૂલ ॥ ૮૧ ॥
લીલા મોહન મઈ યે ॥
જી રે દેવ સઘલા આનન્દિયા યે, બંદિયા બ્રહમાજી ના ચરણ ॥ ૮૨ ॥
લીલા મોહન મઈ યે ॥
દેવ આપા પણા ધામ આવી ને યે, કીધો આનન્દ મહોચ્છવ અપાર ॥ ૮૩ ॥
લીલા મોહન મઈ યે ॥
એહવો આનન્દ ઉધોત યે, પ્રગટયો ઘેર ત્રીકમદાસ ॥ ૮૪ ॥
લીલા મોહન મઈ યે ॥

રસ ભકત સમાજ મનમોદ મનમોદ સું યે , ગયા જયાંહાં સૌભાગ્ય દે માંત ॥ ૮૫ ॥
લીલા મોહન મઈ યે ॥
સૂતિકા સદન સોહામણુ યે, જીરે મોહયા મોહન રૂપ ॥ ૮૬ ॥
લીલા મોહન મઈ યે ॥
મહા રમણીક સેજ સોહામણી યે, કહે મણિ પરસ રસ રમ્ય ॥ ૮૭ ॥
લીલા મોહન મઈ યે ॥
મહા મોહન સહિત મોહન ભાઈ યે , પોઢયા સૌભાગ્ય દૈ નાર ॥ ૮૮ ॥
લીલા મોહન મઈ યે ॥
તે જઈ સહુ મોહી રહ્યા યે, મનસા થઈ રહી પંગ ॥ ૮૯ ॥
લીલા મોહન મઈ યે ॥
તન્મય થઈ મોહન મઈ યે, પરસ્પરે કરે છે બાત ॥ ૯૦ ॥
લીલા મોહન મઈ યે ॥
જીરે તાલી દઈ માહો માહે કહેં યે, પ્રગટયુ કોંણ સૌભાગ્ય ॥ ૯૧ ॥
લીલા મોહન મઈ યે ॥
એક કહે બહેન સાંભલો યે, યે પ્રગટયો જીવન પ્રાણ ॥ ૯૨ ॥
લીલા મોહન મઈ યે ॥
એક કહે યે સૌભાગ્ય મણિ યે, પ્રગટયો પ્રણાધીશ ॥ ૯૩ ॥
લીલા મોહન મઈ યે ॥
એક કહે જી સાંભલો યે, જી રે સૌભાગ્ય તિલક મહા સાર ॥ ૯૪ ॥
લીલા મોહન મઈ યે ॥
એક કહે સહુ સાંભલો યે, યે આપણા ઉરનો શ્રૃંગાર ॥ ૯૫ ॥
લીલા મોહન મઈ યે ॥
એક કહે યે જીવન જડી યે, જી રે જીવન સમપન્ન સાર ॥ ૯૬ ॥
લીલા મોહન મઈ યે ॥
એક કહે એહને જોઈને યે, મોહ પામશે દેખતા માત્ર ॥૯૭ ॥
લીલા મોહન મઈ યે ॥
દેખતા ધીરજ રહેસે નહિં યે, શ્રી વલ્લભ મોહન રૂપ ॥૯૮ ॥
લીલા મોહન મઈ યે ॥
વલ્લભ નું ધીરજ રહેશે નહિં યે, ધીરજાધિપતિ નહીં ધરે ધીર ॥૯૯ ॥
લીલા મોહન મઈ યે ॥
વચન વિલાસ વિવિધ પેરે યે, કરૈ છે મહા રસ રાસ ॥૧૦૦ ॥
લીલા મોહન મઈ યે ॥

મોહન ને જોઈ રીઝે છે યે, વારે છૈ તન મન પ્રાણ ॥૧૦૧॥
લીલા મોહન મઈ યે ॥
રીઝી રીઝી ભામણા લે છૈ યે, કરે છૈ મનોરથ નાં સાજ ॥૧૦૨॥
લીલા મોહન મઈ યે ॥
જી રે મનોરથ અનેક વિચારિયા યે, જન્મ જન્મ પ્રતિ યે ॥૧૦૩॥
લીલા મોહન મઈ યે ॥
તે આજ સહુ પૂરણ કરી યે, મોહન પ્રગટી મહારાજ ॥૧૦૪॥
લીલા મોહન મઈ યે ॥
અનુભવે મહા રસ માં ભર્યા યે, રસપાન કરતા ન અધાયે ॥૧૦૫॥
લીલા મોહન મઈ યે ॥
મહા મોહન મહારસ વૃષ્ટિ કરે યે, કરે સ્વરૂપામૃત રસ દાન ॥૧૦૬॥
લીલા મોહન મઈ યે ॥
પરસ્પર મહા રસ અનુભવે યે, અનુભવે યે, અનુભવી લહે એહ સ્વાદ ॥ ૧૦૭ ॥
લીલા મોહન મઈ યે ॥
મહા રસ અનિરવચની સદા યે, એહ ની કોઈ ન જાણે ગંધ ॥ ૧૦૮ ॥
લીલા મોહન મઈ યે ॥
પ્રમાણ અપેક્ષિત છૈ ઈહાં યે, મહા મોહન થી પ્રગટ્યુ સાર ॥ ૧૦૯ ॥
લીલા મોહન મઈ યે ॥
દેહ જીવ ધાર્યો ધરમ છૈ યે, વિરહે રસ ભાવાતીત ॥૧૧૦॥
લીલા મોહન મઈ યે ॥
યે મોહન ના સ્વરૂપ ને યે, જીરે જાણે યેહ સમાજ ॥૧૧૧॥
લીલા મોહન મઈ યે ॥
પાન કરે રસ મઈ થઈ યે, જીરે મત્ત થકા ઉન્મત્ત ॥૧૧૨॥
લીલા મોહન મઈ યે ॥
આલિંગન ચુંબન કરે યે, જીરે નયન કરે માહે માહે ॥૧૧૩॥
લીલા મોહન મઈ યે ॥
મહા મોહન ને ભાવે ભરી યે, તે મોહન મઈ થઈ જાયે ॥૧૧૪॥
ીલા મોહન મઈ યે ॥
પરસ્પરે મુખ મિસરી ભરે યે, જીરે બીડા જુત વરાસ ॥૧૧૫॥
લીલા મોહન મઈ યે ॥
જીરે મહા રસ પ્રગટ્યો એહ સમે યે, પ્રગટ્યો મહા રંગ રોલ ॥૧૧૬॥
લીલા મોહન મઈ યે ॥

પ્રહસિત વદન સોભાગ્ય દે યે, બોલ્યા વચન રસાલુ અનૂપ ॥૧૧૭॥
લીલા મોહન મઈ યે ॥
યેહ બાલક તમો સહુ મલી યે, નિત્ય નિત્ય કરો સુખ રાજ ॥૧૧૮॥
લીલા મોહન મઈ યે ॥
જીરે પરસ્પરે કામ પૂરણ થજો યે, પૂરણ કરશે શ્રી મહારાસ ॥૧૧૯॥
લીલા મોહન મઈ યે ॥
જીરે અસ્તુ અસ્તુ સહુ યે કહી યે, ગોદ પસારી એહો પાસ ॥૧૨૦॥
લીલા મોહન મઈ યે ॥
જીરે આશીષ દીધી તે સમે યે, અંતરંગ જે ભક્ત સમાજ ॥૧૨૧॥
લીલા મોહન મઈ યે ॥
યે બાલ સહિત રાજે સદા યે, ચિરંજીવી રહો સદા કાલ ॥૧૨૨॥
લીલા મોહન મઈ યે ॥
જીરે રાજ કરો સર્વોપર સદા યે, અમો અનુભવ મહારસ રાસ ॥૧૨૩॥
લીલા મોહન મઈ યે ॥
યેહ વચન સુનિ ને રીઝિયા યે, બોલ્યા સૌભાગ્યદે જી નાર ॥૧૨૪॥
લીલા મોહન મઈ યે ॥
જીરે વસ્ત્રાભરણ લાવ્યા સહુ યે, મિસરી મિઠાઈ નહીં પાર ॥૧૨૫॥
લીલા મોહન મઈ યે ॥
તે સહુ લાવી સહુ સિદ્ધિ કરી યે, ધરી સોભાગ્યદે જી ની પાસ ॥૧૨૬॥
લીલા મોહન મઈ યે ॥
જીરે વિનય કરી સહુ આપીયા યે, તે વસ્ત્ર તર્ણો નહીં પાર ॥૧૨૭॥
લીલા મોહન મઈ યે ॥
યે સર્વ ના કામ પૂરણ કરી યે, જી રે સંતોષ્યા સર્વ સમાજ ॥૧૨૮॥
લીલા મોહન મઈ યે ॥
આશીષ દઈ સહુ યે વલ્યાંયે, આવ્યાં આપા પણે ધામ ॥૧૨૯॥
લીલા મોહન મઈ યે ॥
જીરે માગધ બંદીજન બહુ યે, ને બ્રાહમણ ભિક્ષુક સહુ યે ॥૧૩૦॥
લીલા મોહન મઈ યે ॥
જીરે ઠામ ઠામ થી આવીયા યે, જીરે આવ્યાં એણે પર્વ ॥૧૩૧॥
લીલા મોહન મઈ યે ॥
વસ્ત્ર દ્રવ્ય તેહેને આપીયા યે, જીરે જેહને મનોરથ જેહ ॥૧૩૨॥
લીલા મોહન મઈ યે ॥
યે સર્વ સંતોષીયા યે, જીરે સરિયાં સર્વ ના કાજ ॥૧૩૩॥

લીલા મોહન મઈ યે ॥

સર્વોપર શિખર કર્યા યે, આપી અષ્ટ સિદ્ધિ નવ નિધિ ॥૧૩૪॥

લીલા મોહન મઈ યે ॥

રાજ ઈંદ્રાદિક વૈભવ આદે દેઈયે, તેથી અધિક આપી બોલાવ્યા ઘેર ॥૧૩૫॥

લીલા મોહન મઈ યે ॥

કાંઈ અભિલાષ રાખ્યો નહિં યે, યે પૂરણ કીધા કાંમ ॥૧૩૬॥

લીલા મોહન મઈ યે ॥

આશીષ દીધી સહુ યે મલિયે, જી રે માત પિતા સુત એહ ॥૧૩૭॥

લીલા મોહન મઈ યે ॥

ચિરંજીવી રહો સર્વોપર સદા યે, યે પૂરો અમારી આસ ॥૧૩૮॥

લીલા મોહન મઈ યે ॥

આપા પણે ઘેર સહુ આવિયા યે, જીરે સર્વે એહ સમાજ ॥૧૩૯॥

લીલા મોહન મઈ યે ॥

નિત્ય મોહન મહોત્સવ હોયે યે, બડભાગી સમાજ ને ઘેર ॥૧૪૦॥

લીલા મોહન મઈ યે ॥

મહા મહદ ભકત ગોપીનાથજી યે, સર્વોપર તર સાર ॥૧૪૧॥

લીલા મોહન મઈ યે ॥

યે રસ નો જો અનુભવી યે, મહારસ અનુભવિયો ॥૧૪૨॥

લીલા મોહન મઈ યે ॥

યે રસ મત્ત થી ઉન્મત રહયા યે, જીરે સદા કાલ પર્યન્ત ॥૧૪૩॥

લીલા મોહન મઈ યે ॥

જીરે એહની કાન વિચારી ને યે, અંગી કરતા આવ્યા છો રાજ ॥૧૪૪॥

લીલા મોહન મઈ યે ॥

રાજ ના ઘર તણી કિકરી યે, નિત્ય નિત્ય નિરખુ એહ ॥૧૪૫॥

લીલા મોહન મઈ યે ॥

દાસ ગોપાલ કરે વિનતી યે, રાખીયે ચરણ નિવાસ ॥૧૪૬॥

લીલા મોહન મઈ યે ॥

ચરણ રાખી ને દાન દીજિયે યે, તમ ફલ મોહન રૂપ ॥૧૪૭॥

લીલા મોહન મઈ યે ॥

મોહન રત્ન જીવન ધણી યે, જીવન સમ્પન્ન સાર ॥૧૪૮॥

લીલા મોહન મઈ યે ॥

## ધોળ - ૨૯

મોહન જેસો મોહનભાઈ, ઈન સમ ઔર મ કોઈ ભાઈ
શ્રી અંગ સમે યે પ્રગટ દેષિયજ્ઞ, રસભરે વલ્લભકો સુખદાઈ ॥૧॥
સ્વરૂપ પરસ્પર પરમ અલૌકિક, ભાવ રસાત્મિક યહ અધિકાઈ
વલ્લભદાસ ચીતે એક દુહુનીકો દીસન ન્યારો દિન દિયાઈ ॥૨॥

## ધોળ - ૩૦

મોહન ભાઈ મોહન ભાઈ યા સમ ઔર ન કોઈ માઈ
મુખ્ય ભકત હૈ લીલા મંડલમેં પિયાહુ દાન દેવે સુખદાઈ ॥૧॥
વાકી પટંતરકો નિજજનમેં નાહીં વાકી સમાનતા વાહી મેં સપાઈ
સબ સ્વકીયનમેં એહ મુકુટ મણિ ભકત શિરોમણી ગોકુલભાઇ ॥૨॥
કૃપા સ્નેહ દોઉ સમીપ રહે હે મનોરથ અધિક તાંગ પ્રકરાઈ
નાગરદાસ આસ પ્રસન્નતા મહદ ચરણ રહયો લપટાઈ ॥૩॥

## ધોળ - ૩૧

મોહન મોહક ફંદ પ્રગટ ભયો મોહન મોહક ફૂંદ ॥૧॥
રસિક સમાજ કો પ્રાણ જીવન મોહન આનંદ હંદ ॥૨॥
શ્રી ચરણારવિંદ મોહિત કરબીને જે હ ત્રિલોકી વૃંદ ॥૩॥
મોહન આપ રસોમઈ રહે થશ ગાવત ગુની ગુનારચિંદ ॥૪॥
રસરી રત્ન મહાનિધી સુંદર રસ બરસત નયનારવિંદ ॥૫॥
મહારસ લીલા કરત અપરમિત પ્રફુલ્લીત અતિ આનંદ ॥૬॥
અતિ અગાધ અપરમિત લટલા સો કોઉ ન થને ગંધ ॥૭॥
દાસ ગોપાલ કહા વર્ણન કરૂં જહાં હોત મતી મંદ ॥૮॥

## ધોળ - ૩૨

મોહન મોહન મોહનભાઈ
વે તુમકો તુમ ઈનકી મોહન, ઉભય અષ્ટ નિધી પાઈ ॥૧॥
યા રસકો રસના ન લહે કોઉ, અંતર ગતી સુખ પાઈ
દાસ ગોપાલ કહા બરને યે હી, મો પે બરની ન જાઈ ॥૨॥

## ધોળ - ૩૩

મોહન તૂ મોહિ પ્રાણન તે પ્યારો,
જો તોહિ દેખી હિયો સુખ પાવત, સો બડભાગિન બારો ॥૧॥ મોહન....
તૂ જીવન ધન સરવસ તૂ હી, તૂ હી દ્રગન કો તારો ॥૨॥ મોહન....
જો તોકો પલ ભર ન નિહારૂ દીખત જગ અધિયારો ॥૩॥ મોહન....
મોદ બઢાવન કે કારણ હમ, માનુનિ રૂપ હી ધારો ॥૪॥ મોહન....

દાસી કહે હમ દોઉ એક હૈં, ફૂલ સુંગધ ન ન્યારો ॥ ૫ ॥ મોહન....

## ધોળ – ૩૫

મોહન સોહન મન હરન કરન ભકત વિસ્તાર ॥ ૧ ॥
આનન્દ રૂપ સ્વરૂપ સુખ નિધિ વલ્લભ સેવા સાર ॥ ૨ ॥
પ્રગટયા ત્રીકમદાસ ઘરેં આહો આનન્દ ઉદાર ॥ ૩ ॥
મોહન મંગલરૂપ ધરીને પ્રગટયા જૈ જૈ કાર ॥ ૪ ॥
માસ પોખ વદી એકાદશી ઉત્તમ જોગ વિસ્તાર ॥ ૫ ॥
ભકત સકલ ની જીવની શ્રી ઉચ્છવ સિન્ધુસાર ॥ ૬ ॥
સ્વકીય સુજાતિ કીધે રસરૂપ, દેખાડી મંગલ સ્વરૂપ ॥ ૭ ॥
ખાન પાન કીધો રસ રૂપે સામગ્રી નીતન રૂપ ॥ ૮ ॥
બ્રહદ નહાન કીધો કેશર રસે બહુ સુંગધ – રંગ રોલ ॥ ૯ ॥
ચૂઓ રસ કેશર કસ્તૂરી તેલ બહુ ફુલેલ ॥ ૧૦॥
ઉવટના કેશર રસ અંગે મૃગ મદ મલીઉ બરાસ ॥ ૧૧ ॥
કીધા મર્દન સહુને હુલ્લાસે અંગ – અંગ સુખ રાસ ॥ ૧૨ ॥
નાસે ઝાલે ચોલી મરદન કરે તે અતિ ઉલ્લાસ ॥ ૧૩ ॥
વલતા કેશર લેઈ લેઈ ઢોલે ભાવ પ્રકાશ ॥ ૧૪ ॥
રંગ – રંગ દીસે અંગ – અંગ કેશર રસ થયા આનન્દ મઈ ॥ ૧૫ ॥
પછે માહા ભાગ્યરાસ નૈ નહવરાવૈ શ્રી – અંગ સુખ દાઈ ॥ ૧૬॥
કોઈ ચોલે કોઈ ઢોલે શીસે કેશર રસ મચ્યો કીચ ॥ ૧૭ ॥
એણી પેરે નહવરાવે ભાગ્ય રાસનેં જે જે ભાવે ઉંચ ॥ ૧૮ ॥
કેશર મઈ સદન સહુ દીસે જહાં તહાં દીસે રંગ ॥ ૧૯ ॥
પછે વસ્ત્ર ભૂષણ પહિરાવ્યા તિલક તે કેશર રંગ ॥ ૨૦ ॥
મુખમાં મિઠાઈ ભરી ને દંડવત કરીને વલાવ્યા ॥ ૨૧ ॥
સજી શ્રૃંગાર કરી નીતન સહુ કીર્તન કરવાવ્યા ॥ ૨૨ ॥
યે અનુભવ રસ ગોકુલ પતિ પ્રિય લખ્યો અનુગ્રહ કરવા નિજદાસ ॥ ૨૩॥
યે જોઈને મૈ લખ્યુ છે અનુભવ ની કરી આસ ॥ ૨૪ ॥
ચિંતા હરી નિજદાસ ની દીજિયે એહજ દાન ॥ ૨૫॥
ચિત્ત ચરણાર વિંદ રહે નિરંતર એહજ માંગુ માન ॥ ૨૬ ॥

## ધોળ - ૩૬

મોહનવર જી આવ્યા ને મોતીડે વધાવ્યા જી । તોરણ સોહાવ્યા મુકતા મ ણી જી ॥ ૧ ॥
કુમ કુમ રોલ ને કરતા કલોલ જી । ગાય તે સાથ સોહાસણી જી ॥ ૨ ॥
ધન્ય યે તાત ને ધન્ય યે માત જી । જેહની કુંખ રત્ન પ્રગટ હવો જી ॥ ૩ ॥
એકાદશી દિન ને પોષ તે માસ જી । કૃષ્ણ તે પક્ષ માં જનમિયા જી ॥ ૪ ॥
વાર ભલેરો ને જોગ સહુ સાર જી । નવ ગ્રહ ઉભા રે સ્તુતિ કરે જી ॥ ૫ ॥
વિપ્ર ભણિ ભણિ આશીષ દે ઘણીય જી । ચિરંજીવો મહદ મુકુટ મણી જી ॥ ૬ ॥
કદલી નાં ખંભ તે દ્વારે રૂપાવ્યા જી । મોતીના ચૌક પુરાવિયા જી ॥ ૭ ॥
નાના વિધિ ના વાજિત્ર તે વાજે જી । રાગ તાલ તાન વંધાન સૂં જી ॥ ૮ ॥
શહનાઈ નાં શબ્દ તે સૂર તે સહિત જી । ગીત ગાયે પરમ ઉલટ ભરી જી ॥ ૯ ॥
ચાર સોહાસણી રસ ભર્યા અંગ જી । મુખ માંહે તંબોલ બરાસ સંગ જી ॥ ૧૦ ॥
વિનય વિનય કરી આશીષ દે ઘણી ઘણી । યાચક ને દાન દે ફરી ફરી જી ॥ ૧૧ ॥
આજ નો દિન તે પરમ સોહાગી જી । મહા બડભાગી તૂ આવિયો જી ॥ ૧૨ ॥
ભાગ્ય તિહારા ને શૂં શૂં સહરાઉ જી । વારણા લેઉ રે ઉલટ ભરી જી ॥ ૧૩ ॥
રાજ પઉધાર્યા ની હમને વધાઈ જી । પ્રતિ ક્ષણ માંગુ રે મયા કરી જી ॥ ૧૪ ॥
ચાર સોહાસણી મલિ મલિ ગાય જી । આરતી સિધ્ધ કરી લાવિયા જી ॥ ૧૫ ॥
સનમુખ સોહે તે મનડૂં મોહે જી । આરતી થાય રે આરત ભર્યા જી ॥ ૧૬ ॥
આરતી કરી મન ઉલટ ભરિયા જી । દંડવત કરે રે આરત ભર્યા જી ॥ ૧૭ ॥
જય જય કહીયેને ભેટ તે ધરિયા જી । ન્યોછાવર આપી રે ઉલટ ભરી જી ॥ ૧૮ ॥
એણી પેરે લીલા તે જન્મ ની નિત્ય જી । ગાય સુણે કોઈ ચિત ધરી જી ॥ ૧૯ ॥
તેહને આવરણ નો લેશ ન રહિયે જી । તેહ તો થાય રે સ્વરૂપ મઈ જી ॥ ૨૦ ॥
દાસી માંગે સદા સર્વદા એહ જી । મ્હારો માંગ્યુ મુભને દીજીયે જી ॥ ૨૧ ॥

## ધોળ - ૩૭

મોહન વર જી આવ્યા ને મોતી એ વધાવ્યા જી । તોરણ સુહાવ્યા મુત્કા મણી જી ।
કું કું મ ઘોલી ને કીંધા કલ્લોલ જી । ગાયે તે ગીત સુહાસણી જી ॥ ૧ ॥
ધન્ય વદી એકાદશી પોષ ધન્ય માસ જી । આશ પૂરણ કરી નાથની જી ।
સોમ શુભ વાર ને યોગ શુભ સાર જી । લગ્ન નક્ષત્ર ધરી સાથની જી ॥ ૨ ॥
નવ ગ્રહ ઉભા કર જોડી ને સ્તુતિ કરી । વિપ્ર આશીષ દે ઘણી ઘણી જી ।
બહેના મંત્ર પઢિ ચિરંજીવો કહી કહી । મહદ સિર છત્ર ચૂડામણી જી ॥ ૩ ॥
કદલી ના ખંભ દ્વાર ઉભા કર્યા જી । મોતી ના ચોક રંગ પૂરીયા જી ।
ચિત્ર વિચિત્ર વિવિધ રંગ સોહે જી । દેખતાં દુખ પૂરણ કરીયા જી ॥ ૪ ॥
નાના પ્રકાર ના વાજિંત્ર વાજે જી । ગાજે તે તાન વંધાન સૂં જી ।

ગુણી જન ગાએ તે રાગ સ્વર સુઘર । અતિ મોદ મન અધિક સંધાન સૂં જી ॥ ૫ ॥
સુભગ સૌભાગ્યવતી આરતી લાવીયા । ભાવિયા મુદિત દઈ આશીષ જી ।
તન મન ધન ન્યૌછાવર વારી ને । કહત સુખ દીજે પ્રાણાધીશ જી ॥ ૬ ॥
ભાટ માગધ ભરણે વિપ્ર વંદી ખરે । યાચક જન તે યશ કહે જી ।
દાન સન્માન ઈચ્છિત ફલ પાવિયા । પરમ આનંદ સંપત લહે જી ॥ ૭ ॥
જન્મ નો દિવસ તે અધિક સુહાગ જી । મહા બડભાગ તે આવીયો જી ।6
રાજ પધાર્યા ની જગત વધાઈ જો । મોદ મન અધિક ઉપજાવીયો જી ॥ ૮ ॥
અતિય ઉદઘોષ કો સુખ સદન માં કલ કલ । અધિક માંગલ્ય નિત્ય પ્રત્ય રહે જી ।
એહની લીલા તે જન્મ ની નિત્ય જી । નિજ જન દાસી નો મન હરે જી ॥ ૯ ॥

## ધોળ – ૩૮

શ્રી મોહન ભાઈ મોહામણા રે, કે મોહન ભઈ સમાજ ॥ હો લાલ... શ્રી મોહન ૦ ॥ ૧ ॥
કે મોહક ને રે મોહિત કરે રે, શ્રી મોહન ભાઈ મહારાજ ॥ હો લાલ... શ્રી મોહન ૦ ॥ ૨ ॥
કે વહાલા જી ના અંગો અંગ ની મોહની રે, શ્રી મોહનભાઈ અનૂપ ॥ હો લાલ .... શ્રી મોહન ૦ ॥ ૩ ॥
કે રસિક સમાજ ને સુખ આપવા રે, કે પ્રગટયા એહ સ્વરૂપ ॥ હો લાલ .... શ્રી મોહન ૦ ॥ ૪ ॥
કે આધિ દૈવિક લક્ષ્મી રે, કે સોંપી સકલ સામરથ ॥ હો લાલ .... શ્રી મોહન ૦ ॥ ૫ ॥
કે અષ્ટ સિદ્ધિ અમને વશ કરી રે, એક સેવા કેરે અર્થ ॥ હો લાલ .... શ્રી મોહન ૦ ॥ ૬ ॥
કે પ્રાણ પ્રીતમ ના મનોરથ પૂરિયા રે, કે જે ઈચ્છા કીધી પ્રાણ આધાર ॥ હો લાલ .... શ્રી મોહન ૦ ॥ ૭ ॥
કે અનેક સામગ્રી સહું સિદ્ધિ કરી રે, કે ઉપયોગ આણી અપાર ॥ હો લાલ .... શ્રી મોહન ૦ ॥ ૮ ॥
કે શ્રી જી ના સુખ નું ધામ છે રે, કે આનન્દકારી અભિરામ ॥ હો લાલ .... શ્રી મોહન ૦ ॥ ૯ ॥
કે વહાલાજી ના દુઃખો નો ચૂરણ કરી રે, ને વલી પૂરણકામ ॥ હો લાલ .... શ્રી મોહન ૦ ॥ ૧૦ ॥
કે મોહનભાઈ ના ગુણ સંભાલતા રે, કે વહાલો જી ભૂલ્યા અનુસંધાન ॥ હો લાલ .... શ્રી મોહન ૦ ॥ ૧૧ ॥
કે આચરણ કૃત્ય એહોના જોઈને રે, કે વહાલો જી વારે તનને પ્રાણ ॥ હો લાલ .... શ્રી મોહન ૦ ॥ ૧૨ ॥
કે રસિકજન રસના પાત્ર છે રે, કે રસભર રસ રૂપ ॥ હો લાલ .... શ્રી મોહન ૦ ॥ ૧૩ ॥
કે પાન કરાવે શ્રી ગોકુલપતિ રે, કે તદ્‌મય થાએ ઉભય સ્વરૂપ ॥ હો લાલ .... શ્રી મોહન ૦ ॥ ૧૪ ॥
કે નખશિખ ભાવ રસાત્મક રે, કે રસનો આલય રસની ધાર ॥ હો લાલ .... શ્રી મોહન ૦ ॥ ૧૫ ॥
કે વ્હાલાના નયના ની પૂતલી રે, ને વલી હૈડા કેરો હાર ॥ હો લાલ .... શ્રી મોહન ૦ ॥ ૧૬ ॥
કે પ્રેમે બન્ધે પ્રભુ ને બાંધિયા રે, વાંધી રાખયા ઉતમ પેર ॥ હો લાલ .... શ્રી મોહન ૦ ॥ ૧૭ ॥
વાત્સલ્ય વિવિધ પ્રકાર ના । રે, કે સેવા કીધી ઉલટ મેર ॥ હો લાલ .... શ્રી મોહન ૦ ॥ ૧૮ ॥
કે મન સૂં મન વેધ્યું પ્રીતમ તણું રે, વેંધાયુ રહે નિશ દિન ॥ હો લાલ .... શ્રી મોહન ૦ ॥ ૧૯ ॥
કે મોહન વિના કલ પડે નહીં રે, જેમ જલ બિન તડફે મીન ॥ હો લાલ .... શ્રી મોહન ૦ ॥ ૨૦ ॥
કે એહવી લીલા અવિચલ નિત્ય નવી રે, નિત્ય નિત્ય નવલી રસ રાસ ॥ હો લાલ .... શ્રી મોહન ૦ ॥ ૨૧ ॥
કે સુખ નિધિ ને સુખ આપવા રે, બલિહારી જાય વલ્લભદાસ ॥ હો લાલ .... શ્રી મોહન ૦ ॥ ૨૨ ॥

## ધોળ – ૩૯

શ્રી મોહન મગલ કારી । શરણ ગયે તે હોત સુખકારી ॥ ૧ ॥
તાપ તિમિર અઘટારી । દુખ દારિદ્ર યમ યાતના નિવારી ॥ ૨ ॥
શ્રી વલ્લભ યશ વિસ્તારી । શ્રી ગોકુલેશ ઉર નિત્ય વિહારી ॥ ૩ ॥
અન્યાશ્રય મત ખણડયો । બુદ્ધિ અભેદ પ્રત્યક્ષુ વિતણડયો ॥ ૪ ॥

અજ્ઞાની જન દણખયો ।અનન્ય ધર્મ સર્વોપર મણડયો ॥૫॥
શ્રી મુખ ચન્દ્ર પ્રકાશે ।રસ કી રાસ શુભ વચન વિલાસે ॥૬॥
મધુર અંગ નવ પોતે । કોટિ કામ રવિ વારણે જોતે ॥૭॥
સ્નેહ પન્થ દઢ કીંધો । રસ સિંગાર સઙ્ગમ સુખ લીંધો ॥૮॥
નાથ કાર્ય નિત સીંધો । શ્રી ગોકુલનાથ વચનામૃત રસ પીંધો ॥૯॥
હ્રદય પ્રેમ રસ ભીનો ।પરમ ઉદાર સ્વરૂપ દાન દીનો ॥૧૦॥
જેને દાન સ્વરૂપ નો દીંધો રે ।તે તો અહર્નિશ રૂપ માં ગીધો રે ॥૧૧॥
જેના ઉપર કરૂણા કરીયા રે । તે તો નખશિખ રસ માં ભરિયા રે ॥૧૨॥
જો શ્રી ભાગ્યરાશ રસ વિચારે રે । પાયે રસ પુરૂષારથ ચારે રે ॥૧૩॥
ચરણાવિંન્દ ઉર થાપે રે । પ્રિય સંગમ ના સુખ આપે રે ॥૧૪॥
જેના ગુણ ગોકુલપતિ ગાયે રે ।સર્વોપર શિખર સુહાયે રે ॥૧૫॥
કોટિ જન્મ બંધન કટિ જાયે રે । યમરાજ ચરણ સિર નાયે રે ॥૧૬॥
અવો માર્ગ શ્રી મોહન વરનો રે । જહાં નહિં પ્રવેશ વિધી હરનો રે ॥૧૭॥
જહાં નિત્ય રમણ બહુ પેરે રે । મધ્ય નાયક વલ્લભ હેરે રે ॥૧૮॥
જહાં નિકટ વહે શ્રમ સરિતા રે । શ્રી મોહન પિય મન હરતા રે ॥૧૯॥
રત્ન જટિત ગોવર્ધન સોહે રે । શ્રી વિઠ્ઠલ સુત મન મોહે રે ॥૨૦॥
શ્રી ગોકુલ નિજ સુખ ધામ રે । દમ્પતિ રતિ પૂરણ કામ રે ॥૨૧॥
શ્રી ટીકમ સુત કૃપા નિધાન રે । રાખે અપને જન કી કાન રે ॥૨૨॥
નિશ દિન ગોકુલપતિ ધ્યાન રે ।નિત કરત પ્રભુ ગુણ ગાન રે ॥૨૩॥
એણી પેરે શ્રી મોહન જી ને જાણે રે। જાણે પ્રતિક્ષણ ગાય વખાણે રે ॥૨૪॥
જૈ જૈ શ્રી મોહન ભાઈ રે । નિજ જન નિત વલી જાઈ રે ॥૨૫॥

## ધોળ - ૪૦

મ્હારે મોહન નું પ્રાગટય હવું એ, આવી ને કલિયુગ માંહ મ્હારે૦ ॥૧॥
મોહનરન્ન રસોમયી એ, સુખ દેવા શ્રી વલ્લભરાજ મ્હારે૦ ॥૨॥
સેવક જનની જીવન જડી એ, તેને દેવા મહા રસ દાન મ્હારે૦ ॥૩॥
નારાયણ કુલ અતિ ભલો એ, એવા ટીકમ ભાઈ ઉદાર મ્હારે૦ ॥૪॥
અહુને ઘેર સોહાગદે એ, મહા સકલ શુંભગ શીલ નાર મ્હારે ૦ ॥૫॥
અહની કૂંખ સોહામણી એ, જે થી પ્રગટયો રતન અમોલ મ્હારે૦ ॥૬॥
શ્રી જી ને સુખ અતિ ઘણુ એ, વાછલ્ય કરવા ને કાજ મ્હારે૦ ॥૭॥
ચૌદહ તે લોક નો રાજિયો એ, શ્રી પુરૂષોતમ રસ રૂપ મ્હારે૦ ॥૮॥
અહો વિના અમને અધક્ષણુ એ, રહેવાય નહિ રે લગાર મ્હારે ૦ ॥૯॥
અહની સેવા નું શું કહું એ, કાંઈ કહેતાં ન આવે પાર મ્હારે મ્હારે ૦ ॥૧૦॥
એ સરખું તે અમને કર્યુ, એ તે નો શેષ ન જાણે પાર મ્હારે૦ ॥૧૧॥

દયા દાતા ઉદારતા એ, એહના ધર્મ તણો નહિં પાર મ્હારે૦ ॥૧૨॥
વિશ્વાસી પાત્રે પોતે ઘણુ એ, તેને ભગવદી કહે તે પ્રમાણ મ્હારે૦ ॥૧૩॥
એહના સ્વરૂપ ને જે કો જાણશે એ, તેને હોસે સ્વરૂપ સમ્બન્ધ મ્હારે૦ ॥૧૪॥
વલ્લભદાસ કરે વિનતી એ, તમે સુણજો વિરહી સમાજ મ્હારે૦ ॥૧૫॥
મોહન રત્ન ગોકુલપતિ એ, મ્હારા પ્રાણ તણા આધાર મ્હારે૦ ॥૧૬॥

## ધોળ - ૪૧

મહદ્ પ્રાગટય શુભ દિન ભલો એ, ભલો ભલો પરમ વરેશ।
આ શેષ જેનો પાર પાવે નહીં એ ॥૧॥
આ આનન્દદાયક અભિનવો એ, અહવો ન હશે સુખરાશ।
આ આસ પૂરણ કરી સ્વકીયની એ ॥૨॥
આ મંગલ રૂપ સ્વરૂપ તે એ, રૂપ કાંઈ કહયું ન જાય।
આ ગાયે ગુણ ગુણનિધિ જેહના એ ॥૩॥
આ સર્વોપર શિખર છે એ, એહવો દિન આવિયો આજ।
આ કાજ સર્યાં જગત નાં તે જોઈ એ ॥૪॥
આ માંગલ્યદાયક પ્રતિક્ષણુ એ, માંગલ્ય પરવર્યો એહ।
આ નેહ ભર્યો શુભ દિન આવિયો એ ॥૫॥
આ સંવત સોલસે ત્રેસઠ હવો એ, જનમ જગતિ તલ માંહે એ।
આ કયાંહાં લગી ગુણ કહું એહના એ ॥૬॥
આ મારૂ મિતિ મુદિત એકાદશી એ, વશી મન માંહાં સુખરાશ એ।
આ માસ માંગલ્ય વરસનો એ ॥૭॥
આ પોષ વદિ પરમ પ્રસન્ન થઈ એ, રસમઈ મોહન રૂપ એ।
આ રૂપસમ જગત માં કો નહીં એ ॥૮॥
આ સોમ શુભ જોગ શુભ કરણ માંહાં એ, ધર્યા ધરણી પર ચરણ।
આ જગત આભરણ તે આવીને એ ॥૯॥
આ જગત મોહક ને મોહામણુ એ, પ્રગટયો પરમ ઉદાર।
આ પાર ન પામે કો એહનો એ ॥૧૦॥
આ અવની ઉદ્યોત કરી અભિનવો એ, હવો ન હશે ન કો સંસાર।
આ સાર નું સાર પ્રગટ હવું એ ॥૧૧॥
આ શ્રી વલ્લભ જી ને વલ્લભ ઘણુ એ, ક્ષણું અલગા ન રહેવાયે।
આ કહેવાય નહીં ગૂઢ રસ એહ તણા એ ॥૧૨॥
આ એક રૂપ સ્વરૂપ અલગા કર્યા એ, રસ ભર્યા કરે રસ પાન।
આ આનન્દદાયક ને મહાદાન દે એ ॥૧૩॥
આ દાન હોએ પરમ ઉલ્ટ ભર્યા એ, સ્વતઃ થી ઉભય સમાન એ।

આ અન્ય ન સમજે એ રસ માંહીં એ ॥ ૧૪ ॥
આ ભાગ્ય માહા ભાગ્ય ઉદિત કર્યા એ, ભરિયો સોહાગ અનૂપ।
આ સ્વરૂપ દેખાડિયું લોક માંહાં એ ॥ ૧૫ ॥
આ અહવું પ્રાગટય હેત સ્વરૂપ નું એ, એ ભૂપ નું કરવા કાજ।
આ સમાજ નો સોહાગ રસ પ્રગટ હવો એ ॥ ૧૬ ॥
આ સોભાગીણ સોભાગી સહૂ કો કર્યા એ, એ રસ ભર્યા ઉલટ ન માય।
આ એ સમ નહીં અવની માંહાં એ ॥ ૧૭ ॥
આ આનન્દે જગત આનન્દ હવો એ, એ મોદે મુદિત કર્યા સરવ એ।
આ પરવશ મેં બીજું કો નહીં એ ॥ ૧૮ ॥
આ ઓછાહે ઉછલિત કર્યા સર્વ કો એ, ઓછાહે ઓછાહે ન માય।
આ આનન્દદાયક નું પ્રાગટય હવું એ ॥ ૧૯ ॥
આ ધન્ય દિવસ ધન્ય શુભ ઘડી એ, જડી કૃપા ને સામર્થ।
આ અર્થપૂરક આધુનિક માંહે એ ॥ ૨૦ ॥
આ ધન્ય એ કુલ ધન્ય પિતા એ, ધન્ય ધન્ય માતા જી ની કૂંખ।
આ પીયૂષ પાન કરી જનમિયા એ ॥ ૨૧ ॥
આ પ્રહસિત વદન પ્રભુદિત સદા એ, તદાત્મિક ભાવ સમ્પન્ન એ।
આ આન અહવું કો છે નહીં એ ॥ ૨૨ ॥
આ પ્રમેય સ્વરૂપ ના ધર્મ જે એ, તે દેખાડિયા સર્વ એ।
આ ભ્રમ ભાગ્યો એતન જગત નો એ ॥ ૨૩ ॥
આ સેવા સ્વરૂપ વાત્સલ્ય ની એ કરી દેખાડી નિરહેત એ।
આ પ્રાણ સમેત સમર્પી ને એ ॥ ૨૪ ॥
આ ઉદાર અવધિ ઉદય કીંધો એ, અતિશય કરૂણાવાન એ।
આ દાન સહુ રાજ ને હાથ છે એ ॥ ૨૫ ॥
આ એહવા ગુણ કૃત્ય લક્ષણ ઘણા એ, તેહ તણા કહ્યા ન જાય।
આ વિશદ ન થાય વાણીએ કયમ કરી એ ॥ ૨૬ ॥
આ દાસ ગોપાલ કરે વિનતી એ, એ છે રાજ ને સાધ્ય એ।
આ આધિ ટાલો મુહને દર્શન ની એ ॥ ૨૭ ॥

## ધોળ – ૪૨

મો – મોદ અપરમિત નામ સુણ થકી વલ્લભ જી મન આનન્દ દાયી।
હ – હંસી રહયું આનન આન સમાન ન દુર્લભ રૂપે સદાઈ સોહાયી ॥ ૧ ॥
ન – નખ થી સિખ તે સર્વાંગ રસાત્મક જાનું પડે નહી અંગ રૂખાયી।
દાસ – દાસ્ય પરસ્પર સ્પષ્ટ ને ગોકુલ ભૂપ ને મોહન ભાયી ॥ ૨ ॥

ઉથલો - મોહન મન સુખદાઈ વલ્લભ, દુર્લભ દિન આનંદ અતી ॥ ૩ ॥
મોહ ભર્યો સબ સ્વકીય જન કું, ફૂલ્યો શ્રી ગોકુલપતિ ॥ ૪ ॥
કો એ મંગલ સાજ બહુ વિધી, સુન્દરી સબ ઉછાહે ભરી ॥ ૫ ॥
બંદન વાર અપાર માલીન, બાંધતી અતી ઉલટ ભરી ॥ ૬ ॥
ચાલ - સાથીયા ચોક માંહે સોહે, ચિત્ર વિચિત્ર સું અતી મન મોહે ॥ ૭ ॥
રોપે કદલી ખંભ અતી રાજે, બાજે પંચશબ્દ ઘન ગાજે ॥ ૮ ॥
ઉથલો - ગાજે દુંદુભી દ્વાર અદ્દભુત, સોહે શબ્દ અટારી યૈ ॥ ૯ ॥
ભકત આવત તાન માન સોં, બૈઠે ચોક તિવારી યે ॥ ૧૦ ॥
કીયો તિલક સુભાલ કુંમકુમ, રસિક જન રંગ રંગ કરે ॥ ૧૧ ॥
રાણી સોહાગદે પુત્ર જાયો, ગાવત સબ અતી રસ ભરે ॥ ૧૨ ॥
ચાલ - માગદ બંદીજન બહુ આવે, મુત્કામણી આભૂષણ પાવે ॥ ૧૩ ॥
વેદ મંત્ર રહૂજ કરે અતિશેષ, ચિરંજીવો સુખદ ગોકુલ ભૂપ ॥ ૧૪ ॥
ઉથલો - ગોકુલેશ સુખ સદા દીજે, કીજે મન મનોરથ રાજે ॥ ૧૫ ॥
ત્રીકમદાસ હુલાસ ભર અતી, દાન ઓવારીયે તજે ॥ ૧૬ ॥
દીયો દાન માન બહુ વિધી, કંચન મણી મુત્કા ભરે ॥ ૧૭ ॥
વસ્ત્ર આભૂષણ જટિત કે, રંકન રાજા સે કરે ॥ ૧૮ ॥
ચાલ - રૂસીતી હું લોક પ્રકાશ, ભકતિ કમલ ફૂલે સુખરાસ ॥ ૧૯ ॥
વાછલ્ય સેવા કરન રસરંગ, વલ્લભ મોહન ઉભય અંગ-અંગ ॥ ૨૦ ॥
ઉથલો - અંગ અંગ અપાર મોહક, સોહક રત્ન રસોમયી ॥ ૨૧ ॥
ત્રિવિધ રસવસ રસિકજન સહુ, અમંડીત લીલા અહીં ॥ ૨૨ ॥
ભાગ્યવાન સુજાન રસના, પાત્ર જો કરૂણા કરે ॥ ૨૩ ॥
સેવકજન ચરણે રહે તો, મહેદ રસ ઉલટ ભરે ॥ ૨૪ ॥

## ધોળ - ૪૩

રસિક સ્નેહી ભામતે શ્રી જી નો દર્શન આપે જી ।
પરમ ફલ દેવાને કાજે પ્રભુ રૂપ સ્થિર ઉર થાપે જી ॥ ૧ ॥
ટીકમ કુમર સોહામણા તુમ્હારો નામ અહનિંશ લીજે જી ।
શ્રી ગોકુલેશજી ની માધુરી તે સ્વરૂપ નેન ભર પીજે જી ॥ ૨ ॥
તે પદ કયારે દિખાડસો તે યુવતી યૂથ સંગ ધાએ જી ।
નવ નાગરી હુલસાઈ તે મુખ નિરખત ન અધાયે જી ॥ ૩ ॥
પુષ્ટી માર્ગી ભગવદી હલી મલી યે સબે ગુણ ગાયે જી ।
અગમ દુર્લભ અતિસે અગોચર ગોકુલપતિ પ્રાપ્તિ થાયે જી ॥ ૪ ॥
ભકત રસિ ની ગોષ્ટી મધ્યે રંગ વિવિધ વરસાવે જી ।

વાસર કાલ નિર્વાહ કરી ને રજની સુખ અભિલાખે જી।
મિલન મનોરથ પ્રીતમ કારણ અન્તર આતુર રાખે જી ॥ ૬ ॥
નૈન મધુપ રસ પાન કરે તે પંકજ મુખ મકરન્દ જી।
ત્રિવિધ તાપ તે ટારી ને તે હરે સકલ દુખ દ્વન્દ જી ॥ ૭ ॥
દર્શન થી સન્તોષે નહિં પ્રિય શ્રી અંગ સંગ કરાવે જી।
પરમ સુગન્ધ ફુલેલ કટોરા શ્રી કર મૃદુલ લગાવે જી ॥ ૮ ॥
અધરામૃત ઉચ્ચિષ્ટ ઉગાર તે દીધા શ્રી મુખ દાન જી।
એ રસના ભોગી આસ્વાદી ઘૂંટ ઘૂંટ કરે પાન જી ॥ ૯ ॥
બન્ધન બહુત પ્રકાર કે જગ મેં પ્રેમ બન્ધન કછુ આર જી।
કાષ્ટ ભેદ નિપુણોપિ સૈરન્ધ્રી પંકજ મેં બન્ધે ભૌંર જી ॥ ૧૦ ॥
વિન દેખે મન હોય પ્રિય કો કહો કૌન વિધિ દેખે જી।
દેખે તે મન હોય ચંચલ અતિ આલિઘન અંગ અલેખે જી ॥ ૧૧ ॥
આલિઘન તે હોત યહ મન એક તનમય કર રાખે જી।
જૈસેં જલ અરૂ દૂધ એક રસ ત્યોં મન મેં અભિલાખે જી ॥ ૧૨ ॥
મિલે રહે તોહુ મિલવો ચાહત પ્રેમ પંથ કી રીત જી।
કૌન ભાંતિ યહ વરની જાયે સ્નેહી વિલક્ષણ પ્રીતિ જી ॥ ૧૩ ॥
ગોકુલનાથજી રસીલો ઠાકુર પરમ રસીલે ભકત જી।
મુખ્ય સમાજ નાં મહદ મુકુટ મણી લીલા રહસ્ય અવ્યતક જી ॥ ૧૪ ॥
જાપર કરૂણા દષ્ટિ કરે તે રસ મારગ માં વરણે જી।
ફલ સમ્પાદન અર્થ સાધક યે સિર ઉપર રજ ચરણે જી ॥ ૧૫ ॥
કરે વિંનતી નિજજન દાસી અપનો વિરદ વિચારી જી।
કોઉ નહિં અવિલમ્બન દીન કો અયોગ્ય અન્તરાય ટારો જી ॥ ૧૬ ॥

## ધોળ – ૪૪

શ્રી વલ્લભ વર સોહામણા મોહન વર જી। મોહન ભાઈ અતિરે મોહામણા ॥ મો૦॥
એહ બે સ્વરૂપ પ્રગટાવિયા ॥ મોહન૦ ॥ એહજ એકજ સ્વરૂપ ॥ મો૦ ॥ ૨ ॥
અક્ષર થી અતિરિકત છે ॥ મોહન૦ ॥ અક્ષરા તીત સ્વરૂપ ॥ મો૦ ॥ ૩ ॥
દાદા નારાયણ જી સર્વોપરે ॥ મોહન૦ ॥ ત્રીકમ ભાઈ પરમ ઉદાર ॥ મો૦ ॥ ૪ ॥
ગોકુલ ભાઈ અતિ ગુણ ભરયા ॥ મોહન૦॥ પુષ્ટ પુષ્ટ રશિક છે ધન્ય ॥ મો૦ ॥ ૫ ॥
દાન લેઈ ને આવર્યા ॥ મોહન૦ ॥ સ્વકીય સમાજ માં પરવરયા ॥ મો૦ ॥ ૬ ॥
ત્યાંહાં નવીન સ્થલ પ્રગટાવિયા ॥મોહન૦ ॥ સહુ ભકત ને મન ભાવિયા ॥ મો૦ ॥૭ ॥
ત્યાંહાં ઉચ્છવ હવા અભિનવા ॥ મોહન૦ ॥ તે કોય થી જાય નવ કહ્યા ॥મો૦ ॥૮ ॥
ત્યાંહાં આનન્દ સાગર ઉલટયો ॥મોહન૦ ॥ થયા રંગ તણા બહુ રોલ ॥ મો૦ ॥ ૯ ॥

અનુભવિયા અનુભવ લહે ॥મોહન૦॥ અન્ય ન જાને કોય ॥મો૦॥૧૦॥
તે સમય નું વર્ણન કેમ કરૂં ॥મોહન૦॥ જીવ સકય નહીં અનુમાત્ર ॥મો૦॥૧૧॥
ધોતી ઉપરેણા કેશરી ॥મોહન૦॥ કેશર તીલક સોહે ભાલ ॥મો૦॥૧૨॥
તુલસી ગુંજા લલકતી ॥મોહન૦ ॥શ્રી મુખારવિંદ અતિ ભલકતી॥ મો૦॥૧૩॥
મહદ ભકત ની કાણે કરી ॥મોહન૦॥ સ્વરૂપ સંબંધ માં સાનિયા ॥મો૦॥૧૪॥
દોષ કૃત્ય જોયા નહીં ॥મોહન૦॥ કરી કૃપાની વૃષ્ટ ॥મો૦॥૧૫॥
દાસ દાસી ની વિનતી ॥મોહન૦॥ શ્રી ચરણાવિંદ આપો વાસ ॥મો૦॥૧૬॥

## ધોળ - ૪૫

સૃષ્ટિ સ્વયં નિર્મિતા સકલ કો પ્રગટ ભયો શિર તાજ ॥૧॥
સેવા સુખ ઉપયોગન કે હિત લિએ સકલ સુખ સાજ।
બહૂ મનોરથ પૂજયે પ્રીતમ કે રીભયે વલ્લભ રાજ ॥૨॥
સ્વારથ હિત શ્રી અંગ ઉપકારી ફલ સૂં નાહિન કાજ।
નિરહેતુક હિત વાછલ્ય પર ચિત સુખ વાંછિત એ સમાજ ॥૩॥
સ્વકીયન કે હિત સ્વરૂપ ધર્મ કી વાંધી નિશ્ચે પાજ।
દાસ ગુપાલ તિહારો કિંકર તાકી તુમકો લાજ ॥૪॥

## ધોળ - ૪૬

હમારે પ્રગટે મોહન ભાઈ।
પૌષ કૃષ્ણ કો શુભ દિન ઉત્તમ આનન્દ કી નિધિ આઈ ॥૧॥
ઉત્તમ તિથિ એકાદશી પ્રગટયો શ્રી ગોકુલપતિ સુખદાઈ।
દાસ ગોપાલ મુદિત મન હરખત સ્વકીયન કી નિધિ પાઈ॥૨॥

## ધોળ - ૪૭

હમારે રાય ઘર ઢોટા જાયો ।ભયો સુહાગદે મન કો ભાયો ॥૧॥
અષ્ટ સિધ્ધ આય રહી ।દ્વારે ઠાડી પાયન પર રહી ॥૨॥
બંદી માગદ સૂત એ આએ ।એહ લોક પરલોક ફલ પાએ ॥૩॥
બ્રાહ્મણ ભાટ ભિક્ષુક સુન આએ। ઈન્દ્રાદ્રિક વૈભવ સુખ પાએ ॥૪॥
રંક ને રાય મહા કર દીને ।મન વાંછિત સબ પૂરણ કીને ॥૫॥
નિર્ભય અતુલ અચલ કર લીને ।ચૌદહ લોક સર્વોપર કીને ॥૬॥
ટીકમ દાસ દાતા ઉદાર વર ।ફલ પ્રગટયો મોહન સુન્દર વર ॥૭॥
મહદ રૂપ મોહન સુન્દર કો ।દાન કરત શ્રી વલ્લભ વર કો ॥૮॥
દાન પાત્ર ભએ સુખદાઈ ।ઉભય પરસ્પર મહા નિધિ પાઈ ॥૯॥
મહા મોહન મોહન મણિ રાઈ ।નિજ અંતરંગ પરમ ફલ પાઈ ॥૧૦॥
પ્રાગટ પ્રગટ ભૂતલ મેં આએ ।દર્શન દાન દે સ્વકીય જિવાએ ॥૧૧॥

આધુનિક જે મનોરથ કીને ।મોહન સ્વતહ પૂર્ણ ફલ કીને ॥૧૨॥
મોહન રસ પાન કરત ન અધાઉં। નિત્ય નીતન ઈનકે ગુણ ગાઉં ॥૧૩॥
મોહન મોહન મોહ ઉપજાઉં। મોહન મોહન માંહાં સમાઉં ॥૧૪॥
દાસ ગોપાલ દ્વાર હૈ ઠંડો । યહ માંગત ચર્ણન રતિ બાઢો ॥૧૫॥

## ધોળ – ૪૮

હમારે શ્રી ભાગ્યરાશ કો રાજ
જાકે પરવશ સદા શ્રી વલ્લભ રસિકન કે સિરતાજ
મોહન રતન ગોકુલપતિ મેરે , ઔરન સોં નહિં કાજ
નિજજન જન કો યે હી ભરોસો ઈનકી કર લાજ ॥

# ધોલ ૪૯

## ( શ્રી મહદ પ્રાકટ્ય ગ્રંથમાંથી )

શ્રી મોહનભાઈજી પ્રગટે સવંત સોલસં ત્રેસઠ સાલીવાહન શક
પંદરસેંનવીસ પચ્છે આઠ નો અંક ॥ ૧ ॥
પોષ વદી એકાદશી જે માગશર ગુજરાતી
ઘડી છેંતાલીસ પૂર્ણ પણ અડતાલીસે પાતિ ॥ ૨ ॥
સોમવાર શુભ જોગ જે આવ્યા વિનીયોગ
પ્રાગટય મોહન મહદ મહદ મહદ ઉપયોગ ॥ ૩ ॥
પરમ પ્રિય થી પ્રિય એ ગુઢ સેવા અર્થ
વાત્સલ્ય વલ્લભ તણા પૂરણ દાન ને સામર્થ ॥ ૪ ॥
જેહોની સેવા ભાવને મનોરથના સોચનીય
પૂરણ કરવા તેહ તણા શ્રી વલ્લભ સંકોચનીય ॥ ૫ ॥
એ મહદ ભકતના ભાવની શ્રી વલ્લભ ઈચ્છે સહાય
એહોના મનોરથ ભાવનો પૂરણ એહ ઉમાય ॥ ૬ ॥
એવા મોહન મહદ એ અને એહોના સંગી
એકે ભાવે સર્વ તે શ્રી વલ્લભન રંગી ॥ ૭ ॥

# ધોલ ૫૦

## પ્રદર્શિત ભાગ્યરાસી ગ્રહાય નમઃ

### શ્રી હવેલી જી કા વર્ણન

મહા બડભાગી હવેલી જાંહાઁ રહે ભાગ્યરાસ। જેહને ભાગ્યે કરી હોએ સહુની પુરણ આશ ॥૧॥
જે હવેલી માંહા વિલસે વાહાલોજી બહુવાર ।તેહેનાં ભાગ્ય તણો કેહેતા નવી આવે પાર ॥૨॥
જે હવેલી જગમગી રહી રંગમંગી રહી રસ રૂપ । જેહનાં સુખદાયક ભોગી શ્રી ગોકુલ ભૂપ ॥૩॥
જે હવેલી સ્વરૂપાત્મક રૂપ રસે અનુરાગી ।વાહલાજી નાં રસમાં રહે પ્રતિક્ષણું રસ પાગી ॥૪॥
જે હવેલી માહાં ભગવદી અનેક તણોઁ છે નિવાસ। ભાવાગર ભાવે ભર ભાવ તણી જે રાશ ॥૫॥
અતી અનન્ય અન્ય નેં મનમાં ન આંણે લેશ । જે હવેલી માંહાં ભગવદી એહવાં રહે વરેશ ॥૬॥
સ્વરૂપ રસે અનુરાગ્યાં પાગ્યાં વાછલ્ય રસ માઁહાઁ। અંતર રમણે સ્થિત કરી વાહાલોજી રહે જાઁહાઁ ॥૭॥
સ્મરણે સ્વપને અનુભવે અનુભવે સાઁપ્રત્ય । જે હવેલી માઁહાઁ વાહાલાજી ની રહે મન વૃત્ય ॥૮॥
વેધાયુ વાહાલાજી નું મન જે હવેલી માંહાઁ ।અંતર રમણે સ્થિત કરી વાહાલોજી રહે જાઁહાઁ ॥૯॥
ભગવદી ભાવ સું મોહની મોહની મનસીજ રૂપ । નાયકા ગૂઢ મનોરથનો નું મનોરથીય સ્વરૂપ ॥૧૦॥
ગુણદાએની સુખદાયેની દાયેની મનોરથી મનની। પ્રેમ ભરી પરમાવિધિ તાપ હરણ ઉભે તનની ॥૧૧॥
જે હવેલી થી વાહાલાજી નાઁ મનોરથ પુરણ થાયે। ભકતનેઁ મનોરથ પૂર્વે ઉભય રસ કહ્યદ ન જાયે ॥૧૨॥
એહવુ વર્ણન કરવાઁ માહારૂ નહી સાઁમર્થ । તો શું વિશદ કરૂઁ એ ઉદ્યમ કરવો વ્યર્થ ॥૧૩॥
સ્વરૂપ રસિક ભગવદી જયાઁહાઁ ત્યાઁહાઁ નીત સ્વરૂપ સુદેશ। ભકત પ્રભુ ત્યાઁહાઁ હવેલી પ્રમદિત પરમ સુવશ ॥૧૪॥
સ્થલ સ્થાઁની સ્થિતિ કરીય હવેલી રહે સ્થલ રૂપ। મૂલ સ્વરૂપે સ્વરૂપ ભકત ત્યાહાઁ હવેલી અનૂપ ॥૧૫॥
આધિદૈવિક સ્વરૂપે જયાઁહાઁ પ્રભુ ત્યાઁહાઁ નિવાસ । એ હવેલી આદે દેઈ સહુને એહજ આશ ॥૧૬॥
એહવી હવેલી ને આરત મન માઁહાઁ રહે ધણીય । આવી ને અમસું વીલસેં ગોકુલ નોઁ ધણીય ॥૧૭॥
ભાવે સમાગમ પ્રતિક્ષણું ને અંતર રસ ચાખે । સાઁપ્રત્ય દર્શન નોઁ મનોરથ મન માઁહાઁ અભીલાખે ॥૧૮॥
એ મનોરથ ભગવદી વીન મહારાઁ પૂરણ ન થાએ। એહના માંહાં માહારા સીધ્ધ હોઁએ એહ ઉપાય ॥૧૯॥
પ્રભુ ને મનોરથે હવાઁ હવેલી કેરા । અહોના પ્રારથે ભગવદી ને પ્રગટયાઁ તે અનેરા ॥૨૦॥
સ્વરૂપ ભકત ને લીલા એહ સદા છે નિત્ય। તે એ સ્વરૂપ એ ભકત હવેલી લીલા નિમિત્ય ॥૨૧॥
એક એક નેમનોરથ કરી મનોરથે હોએ છે સિધ્ધ। એક રસે વીલસે સહુ ભકતલીલા માહા નિધ્ધ ॥૨૨॥
એહવી એહ હવેલી ને મનોરથ ભકત નું મન । આયુરભાવે ભરીત કર્યું તે રસ સંપન્ન ॥૨૩॥

# મોહનાષ્ટક

શ્રી મોહન વરેશ ।। રસિકદાન ઉદેશ ।। શ્રી વલ્લભ સુદેશ ।।
શ્રી ગોકુલેશ ભકત નરેશ ।। લીલા વિશેષ ।। શ્રી ગોકુલ જીવનજી ।।

## કવિત

## (૧)

મોહન કું દાન દીનો વલ્લભ અનુપ હૈ ।। સબ તે ન્યારો ।। પ્યારો ગૂઢ નિજ આરતકો રાખ્યો દુરાય આપ રસકો જો રૂપ હૈ ।। પ્રિય અભિલાખ ।। જાકો સમ નહિ સાખ તાકો ઈનહીકે હેત સચ્યો ગોકુલ કે ભુપ હૈ ।। કીનો જો મનોરથ ભયો સો પ્રગટ સિધ્ધ મોહન વિચિત્ર ફૂલ મોહન સ્વરૂપ હૈ ।। પેખી કે હુલસી મન ઈચ્છીત કરનરસ ।।

## (૨)

મોહનકું દાન દીયો વલ્લભ આપુ હૈ ।। ઈચ્છીત કરન મન મનોરથ પુરનતે ।। કીને હુતે રમણમાં રસકે જો રૂપ હૈં ।। જાકે અભિલાખ કરી લીલા કી રચના રચી પ્રગટકે ભૂવ પર ગોકુલ કે ભૂપ હૈ ।। સંપન્ન ભયો જુ સોય મોહક વિચિત્ર રૂપ તાતે મન અનંદસો દેખીકે સ્વરૂપ હૈ ।। દીનો અનુરાગ કરી અચલ સોહાગ ભાગ ।।

## (૩)

સકલ સમાજ કાજ વલ્લભ સ્વરૂપ ફલ વલ્લભ પરમ ફલ મોહન રસાલ હૈ ।। શ્રૃંગાર કો શ્રૃંગાર આનંદ અપાર ભર્યા ।। કોટિક હુલ્લાસ રૂપ હ્રદય દયાલ હૈ ।। જાકે રસ આતુર વ્હૈ પ્રગટ પ્રસન્નતા સો ।। કીનો પ્રભુ ગોકુલશે હોય કે કૃપાલ હૈ ।। જાકે હિત દરસ સરસ રસ રસ રહે પ્રિય । એસોરૂપ મોહન કો લાલ હૈ ।।

## (૪)

વલ્લભ રૂપ જાને વલ્લભી સમાજ સોય ।। મોહન સ્વરૂપ પ્યારો વલ્લભ હી જાનહી ।।જા પર પ્રસન્ન ભયે પરમ કૃપાલ આપ મોહન જનાયવેકુ સોઈ કછુ ઠાનઈ ।। કારણ સહિત રૂપ ભુપ ચિત્ત આયો જાકે આપ ઉર આનહી ।। ગોકુલેશ પ્રિય મન મોહન પરમ ફલ મોહન અનૂપ રૂપ કોઉ એક પહિચાન હી ।।

## (૫)

મંગલ કો ફલ રૂપ મોહન સ્વરૂપ સખી પુરન સકલ રસ ગોકુલેસ પ્રિયકો ।। પ્રહસીત વદન સદન હિત ગૂઢ રસ એસો અભીલાખ રૂપ વલ્લભજી જીયકો ।। અક્ષરમાં ન આવે એસો પ્રેમ કો પ્રકાશ ભુપ પ્રેમ ભર્યા રસ જો અભીયકો મોહન સો મોહન હી મોહન વલ્લભ મન ।। મોહન મુકટમણી સકલ સ્વકીયકો ।।

( ૬ )

જાકો રસ સરસ શ્રીવલ્લભકુ વલ્લભ હૈ ।। દુર્લભ દરસ અતિ પરમ રસાલ હૈ ।। પરસકી તરસ સોં રહે આઠો જામ મન ।। નાયકા મુખ સુખ રસવસ એસે લાલ હૈ। નામ કે સુનત અંગ અંગ ફૂલી ફૂલત હૈ મલકત મુખ સુખ ગોકુલ પાલ હૈ ।। મોહન સો મોહન સો સોહન સફલ ફાલ્યો નખ સીખ રોમ રોમ કલ્પ તમાલ હૈ ।।

( ૭ )

જાકે સોહાગ હિત કોટિક સોહાગ ફુલે જાકે અનુરાગ વર વલ્લભજી વસ હૈ ।। જાકો અછૂતોદાન દીયો મહા ઓચ્છવ કો , આનંદ અનૂપ અરૂ રસ જો સરસ હૈ ।। આપ વસ હોયકે જાકે કર વસ કરી રાખ્યો સુખ અંગ સૌકર્જ સેવા રૂપ રસ હૈ ।। મોહન સો મોહન સો મોહન હી ગોહન વલ્લભ મન આરત ઉભય સમ પરસ્પર રસ હૈ ।।

( ૮ )

કોટ કોટ ભાંતિ મન મનોરથ પુરે પ્રભુ પ્રભુમન મનોરથ પૂરવે કો રૂપ હૈ ।। મોહન રસાલ બાલ નાયકા નવોઢા રસ વલ્લભ વલ્લભ અતિ વલ્લભ સ્વરૂપ હૈ ।। આરત ઉભય સમ રસકી અવધ કોન અગણિત આનંદકો આનંદ અનૂપ હૈ ।। મોહન વલ્લભ રસ સબે સિરમોર સખી નિતહી નવીન એસો સરસ ભૂપ હૈ ।।